( ૮ -

રાષ્ટ્રીય ગ્રંથમાળા-મણકો ૩

મહાત્મા ગાંધીજીના જીવનના

# કેટલાક પ્રસંગો

૭૮૮૨

રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય—સુરત.

।૪-૦

સ્વતંત્રતા માટેની અહિંસાત્મક અસહકારની લડ

લડતાં પ્રેમશૌર્યથી અંકિત થયેલાં જે

હિંદી અને અંગ્રેજ સુસંતાનો હસતે

મોંએ જેલજાત્રાએ ચાલી નીકળ્યાં

છે તેમને ભક્તિપૂર્વક

સમર્પણ.

રાષ્ટ્રીય ગ્રંથમાળા-મણકો-૨ જો:-

# મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો.



લેખકો.
રાવજીભાઇ મણિભાઇ પટેલ.
પરાગજી ખંડુભાઇ.



પ્રકાશક.
કલ્યાણજી વિઠ્ઠલભાઈ.
સ્વરાજ્ય આશ્રમ, નાનપુરા, સુરત.



આવૃત્તિ ૨ જી. ૨૦૦૦    કુલ પ્રત ૪૦૦૦    સંવત ૧૯૭૮

સુરત લીમડાચોકમાં આવેલા "દેશમિત્ર" પ્રીન્ટીંગ પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપી.



૦-૪-૦

# અનુક્રમણિકા.

# પ્રકાશકના બે બોલ

સ્વરાજ્યપ્રાપ્તિ માટેની અહિંસાત્મક અસહકારની મહાન લડતના પ્રણેતા મહાત્મા ગાંધીજીનું વર્ચસ્વ દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતથી શરૂ થાય છે. એ સમયના એમના જીવનના કેટલાક પ્રસંગો એમની સાથે લડતમાં સામેલ રહેલા ભાઈ પરાગજી અને ભાઇ રાવજીભાઇએ પૃથક્ પૃથક્ "પટેલબન્ધુ" માસિકમાં છપાવ્યા હતા. તે એકઠા કરી અમદાવાદમાં મળેલી ૩૬ મી હિંદી રાષ્ટ્રીય મહાસભાને પ્રસંગે પ્રથમ પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવ્યા હતા. પહેલા ચાર પ્રસંગો ભાઇ પરાગજીએ અને બાકીના ભાઇ રાવજીભાઇએ લખ્યા છે. કોઇપણ વ્યકિતનું જીવન કે તેના આદર્શ સમજવામાં ભાષણો કે લેખો કરતાં તેના જીવનના પ્રસંગો વધારે ઉપયોગી થઇ પડે છે. આશા છે કે આ પુસ્તક મહાત્માજીના આદર્શ સમજવામાં સહાયભૂત થઇ પડશે.

સ્વરાજ્ય આશ્રમ-સુરત<br>તા. ૨૭-૩-૨૨

કુંવરજી વિઠ્ઠલભાઇ.

# પ્રસ્તાવના

દક્ષિણ આફ્રિકા હિંદીઓના મહા પ્રતાપી વીર નેતા મહાત્માશ્રી મોહનદાસ કરમચંદ ગાંધી આજે તેમની વચ્ચે નથી. આફ્રિકા છોડયે આજે ત્રણ વરસ ઉપર (સંવત ૧૯૭૩માં) થઇ જવા આવ્યાં છે. એ પ્રતાપી નરની હાજરી સિવાય દક્ષિણ આફ્રિકાના હિંદીઓનું પ્રજાકીય જીવન નિરાશ અને અતિ શુષ્ક લાગે છે. તેમના ઉચ્ચત્તર જીવનની સ્નેહમયી સ્મૃતિઓ દક્ષિણ આફ્રિકાના હિંદીઓ કદી પણ વિસરે એમ નથી. એ મહાન પુરૂષે એવું તો ઉચ્ચ અને પરમત્યાગી જીવન જીવી બતાવ્યું છે, કે આધુનિક સમયમાં સૃષ્ટિમાં એવા ઉચ્ચ જીવન જીવી બતાવનારા વિરલજ હશે. જડવાદી પાશ્ચાત્ય પ્રજાની વચ્ચે રહી પૂર્વના આ સાધુ પુરૂષે, પોતાના ત્યાગી જીવનથી, વિશુદ્ધ સ્નેહથી, નિર્ભયતાથી, શૌર્યથી અને પોતાના દેશબંધુઓની શુદ્ધ સેવાથી યુરોપી પ્રજાને વિસ્મય કરી મૂકી હતી. પૂર્વની પ્રજા-હિંદીઓ—હલકી છે, જંગલી છે, બીનકેળવાએલી કુલી કોમ છે, આવીજ માન્યતા લાંબો સમય થયાં દ. આફ્રિકાની ગોરી પ્રજાઓમાં હતી, અને એ માન્યતા પ્રમાણે હિંદી પ્રજા સાથે તે પ્રજાએ જે વર્તન ચલાવ્યું છે તે કદી ન વિસરાય તેવું છે. કુદરતનો અચળ નિયમ છે કે સત્યનો સદા જય થાય છે. મહાત્મા ગાંધીજીને પોતાના સ્વદેશ બંધુઓને ખાતર ઉપાડેલી સત્યાગ્રહની લડતમાં પૂર્ણ વિજય પ્રાપ્ત થયો તે આખી દુનીઆ હવે જાણે છે. આ લડતના છેલ્લા ભાગમાં એક ઘણોજ શોચનીય બનાવ બન્યો હતો. જાલીમ યુનીઅન સરકારે નિર્દોષ ગીરમીટીઆ મજુરોપર ગોળીબાર કર્યા હતા, અને તેથી કેટલાક નિર્દોષ આત્માઓ પ્રભુના ખોળામાં સદાની શાંતિમાં

જઇને બેઠા હતા. આ ઘટના બની ત્યારે આ સાધુ પુરૂષ કારાગૃહમાં કેદી હતા. તેમનાં પ્રેમાળ અંતઃકરણને આ સમાચારથી કેટલો બધો આઘાત થયો હશે, તેનો માત્ર પ્રત્યક્ષ જોનારનેજ ખ્યાલ આવી શકે એમ છે. કારાગૃહમાંથી છૂટા થયા પછી જ્યારે પોતાના નિર્દોષ ગીરમીટીઆ બંધુઓ-કે જેની ગણના તેઓ ભારતના તેત્રીસ કોટી દેવતાઓમાંના તરીકે કરે છે તેનાં ખુન થએલાં જાણ્યાં ત્યારે તેઓ શોકસાગરમાં ડુબી ગયા! દિવસમાં બે વાર ફળાહાર કરતા તેને બદલે હવે માત્ર એકજવાર કરવાનું વ્રત લીધું. પગમાં માત્ર સાદા જોડા પહેરતા હતા તેને પણ તિલાંજલી આપી ખુલ્લા પગેજ ચાલવાનું પસંદ કર્યું. શરીર પર માત્ર એક નાનું ધોતીયું અને જાડી ખાદીનું પહેરણ આ બેજ વસ્ત્ર પરિધાન કરવા માંડયાં અને હાથમાં એક મોટો દંડ ગ્રહણ કર્યો. તેમની આ અતિ દિવ્ય સાધુ-વૃત્તિથી હરકોઇ આશ્ચર્યચકિત થઇ જતું. તેમના દેહદમનથી દુશ્મનોનાં દીલ પણ પાણી પાણી થઇ જતાં. તેમની દક્ષિણ આફ્રિકામાંથી વિદાયગીરીની તૈયારી સમયે પૂર્વની કહેવાતી જંગલી પ્રજાના આ વીર નાયકનાં દર્શન કરી ગોરી પ્રજાનાં ટોળેટોળાં તેમને પોતાનાં મસ્તક નમાવતાં હતાં. પૂર્વની પ્રજાના નેતા આગળ તેમનું અભિમાન ગળી ગયું હતું. એ સમયે દ. આફ્રિકાના છાપાના અધિપતિઓએ આ સાધુ પુરૂષના જીવનની એવી તો ઉત્તમ નોંધ લીધી છે કે તે સદા સ્મરણમાં રહેશે. તેમના જીવનના પવિત્ર પ્રસંગો કે જે હજી સુધી અપ્રસિદ્ધ જેવા છે તેમાંના કેટલાક અહીં આપવા મારા મિત્ર ભાઈ રાવજીભાઇ સાથે પ્રયત્ન કરીશ.

પ્રજાની આગેવાની લઇ તેને શુદ્ધ અને સત્ય માર્ગે દોરવાનું કર્ત્તવ્ય બજાવવાનું જે પુરૂષના સદ્ભાગ્યમાં લખાયલું છે તેનામાં ચારિત્ર્યબળ કેટલું હોવું જોઇએ તેનો દાખલો આધુનિક સમયના

હિંદી આગેવાનોમાં તો સાધુ મોહનદાસેજ બતાવી આપ્યો છે- પ્રજાની સેવા કરવી એટલે તેઓ એમજ માને છે કે પરમાત્માની સેવા કરવી. પ્રજાસેવા અને પ્રભુસેવા એમાં તેઓ ભિન્નતા જોતા નથી. સેવાધર્મ બજાવતાં તેમણે જે સ્નેહ, જે નિર્ભયતા અને જે ક્ષમા બતાવ્યાં છે, તેથી અવધિ થઈ છે. પવિત્ર આર્યાવર્તની સેવા બજાવવા ઇચ્છનારાઓને તેમજ ભારતના આગેવાનોને તે ખાસ અનુકરણીય હોવાથી તેમના જીવનના કેટલાક અપ્રસિદ્ધ પ્રસંગો આ પુસ્તકમાં રજુ કરતાં આનંદ થાય છે.

પાટીદાર વિદ્યાર્થી આશ્રમ
સુરત.
સંવત ૧૯૭૩



પરાગજી ખંડુભાઇ.

# મહાત્મા ગાંધીજીના જીવનના
# કેટલાક પ્રસંગો

<u>પ્રસંગ ૧ લોઃ—</u>

**સત્યાગ્રહીની વિધવા—મહાત્માજીની ભીષ્મ પ્રતિજ્ઞા.**

અગાધ સ્વદેશ પ્રેમ અને વાત્સલ્યથી ઉભરાઇ જતું એક દૃશ્ય આ પ્રસંગે સુજ્ઞ વાચકો સમક્ષ રજુ કરૂં છું:—સત્યાગ્રહની મહાભારત લડતના ઇતિહાસમાં તા. ૨૨-૧૨-૧૯૧૩ સોમવારનો દિવસ ન વિસરાય એવો હતો. ડરબન શહેરમાં પારસી રૂસ્તમજી --હિંદીઓના કાકા અને એક વયોવૃદ્ધ સત્યાગ્રહી-નું ઘર હિંદીઓથી તે દિવસે ઉભરાઇ રહેલું હતું. ઘરને લગતા વાડામાં સેંકડો હડતાળીઆઓ પોતાની સ્ત્રી તેમજ બાળકોને લઇને બેઠા હતા. હડતાલના સમયે બંદુકની ગોળીઓના બારથી ઘાયલ થએલાઓ પણ ત્યાં હાજર હતા. મૃત્યુને વશ થએલા હડતાલીઆઓની વિધવા થએલી સ્ત્રીઓ પોતાનાં નાનાં બાળકોને સોડમાં સમેટીને ત્યાં બેઠેલી હતી સાંજના ચાર વાગ્યાને સુમારે મહાત્મા ગાંધીજી ત્યાં આવ્યા. તેમને કારાગ્રહમાંથી છુટયાને માત્ર બેજ દિવસ થયા હતા. તેઓ ત્યાં આવી આ ગીરમીટીઆના ટોળામાં દાખલ થયા. વાડામાં એક ખુણામાં જયાં મર્હુમ સુઝાઇ અને સેલ્વન ( ગોળી બારથી માર્યા ગએલા ગીરમીટીઆની વિધવાઓ ) બેઠી હતી તેમની પાસે તેઓ ગયા. તે વિધવાઓના હૃદયમાં આ સાધુ પુરૂષને જોઇ ઉત્સાહ આવ્યો, અને તેઓ તેના ચરણમાં લોટી પડી. તેમણે મહામહેનતે અત્યંત સ્નેહથી તેમને ઉઠાડયાં. સામે ઉભેલી એક વિધવાના ખભા ઉપર હાથ મુકી તેના

તરફ એકજ દૃષ્ટિએ જોઇ રહ્યા. આ વખતે તેમના હૃદયના ભાવ કેવા અલૌકિક હશે તેનો ખ્યાલ તેમને નજરે જોનારનેજ આવી શકે. વિધવાઓની આંખમાંથી અશ્રુધારા વહી જતી હતી. આ દીન અને દુઃખી વિધવાઓના રૂદનમાં સકળ હિંદી કોમની દુઃખી અને અતિદીન સ્થિતિ આ મહાન પુરૂષે જોઇ. તે મહાન પુરૂષના ચહેરા ઉપરથી એમજ લાગતું હતું કે જાણે અતિ કંગાળ સ્થિતિમાં ખુદ હિંદદેવીજ ઉભી ઉભી તેના કંગાળ દીકરા સામે આમ હૃદયભેદક રૂદન કરતી ન હોય! સકલ સંસારના જુલમને પગ નીચે કચરી નાખું એવી ભીષ્મપ્રતિજ્ઞા જાણે ન લીધી હોય એવું તેમની આંખોના ભાવ જણાવતા હતા. વિધવા દેવીના ખભાપર હાથ મુકી તેમણે એક તામીલ ભાષા જાણનાર મદ્રાસીને દુભાષીઆનું કાર્ય કરવા બોલાવ્યો, અને ધીરતાથી તેમના મુખમાંથી સ્વાભાવિક પરંતુ અત્યંત ભારે અને સચોટ શબ્દો એક પછી એક નીકળવા લાગ્યા–દુભાષીઓ તામીલમાં સમજાવતો હતોઃ—

"માતા છાની રહે; તું રડ નહિ. મારાથી નથી રહેવાતું; તારો પતિ, જે જુલમગારોના હાથે માર્યો ગયો છે, તે હાલમાં પ્રભુના ખોળે જઇ બેઠો હશે. તેણે પોતાના દેશની ખાતર પોતાના દેહની કુરબાની આપી છે. તેનું નામ અમરત્વને પામ્યું છે. તે પથારીવશ રહી કોઇ વ્યાધિથી પીડા પામી મૃત્યુવશ થયો હત, તો આજ હું આમ તારી સમક્ષ આવી ઉભો ન હોત. સંસાર પણ તેને વિષે કંઇ ન જાણત. તેવી સ્થિતિમાં મરવા કરતાં આમ કીર્તિમંત રીતે તે મૃત્યુને અધીન થયો તેથી તે મહા પુણ્યશાળી ગણાય. માટે હવે તું છાની રહે. જુલમગારોના હાથે તારી માફકજ મારી હજારો માતાઓ, ભગિનીઓ, અને પુત્રીઓ વૈધવ્યદશાને પ્રાપ્ત થશે, ત્યારેજ હિંદ માતાનું કલ્યાણ થશે.

ચુપકીથી નહિ. આ મારૂં શિર મેં હિંદને અર્પેલું છે. તેને જુલમગારો આ ધડથી જુદું કરી નાંખે અને મારી પત્ની પણ તારી માફકજ એક કંગાળ દુઃખી વિધવા બને તો હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ સમજીશ. તોજ મારા અંતરાત્માને શાંતિ વળશે! માટે માતા! દુઃખી ન થા. તારે ખોળે હું મારૂં શિર મૂકું છું. તને આવી વૈધવ્યદશાને પ્રાપ્ત કરાવનાર હુંજ છું. મને માફ કર અને છાની રહે"–આટલું કહેવડાવી તે સાધુ પુરૂષ તે વિધવાને નમ્યા અને ત્યાંથી ચાલ્યા ગયા. આસપાસના પ્રેક્ષકો આ અદ્ભુત શબ્દો અને દેખાવ જોઇ, સાંભળી રોયા, કેટલાકથી આ બનાવ ન જોઇ શકાયો તે ત્યાંથી દૂર વિખરાઇ ગયા. ભારતના પ્રજાપ્રિય આગેવાનોમાં જયાં સુધી આવા વિશુદ્ધ સ્નેહનો સંચાર ન હોય ત્યાં સુધી પ્રજાસેવા શુદ્ધભાવે નજ થઇ શકે.

<u>પ્રસંગ ૨ જોઃ—</u>

## પઠાણોનો માર—વીરોચિત ક્ષમા.

બીજો પ્રસંગ આ મહાત્માની ક્ષમાવૃત્તિ વિષે છે. તેઓ હંમેશા કહેતા આવ્યા છે કે સત્યાગ્રહીઓએ ક્ષમાવૃત્તિ રાખવી જોઇએ. વેર લેવાનો કદી વિચાર પણ ન ઘટે; અને તે માફક જયારે તેમણે જીવી બતાવ્યું ત્યારે તેમની પ્રભુતા અને ગૌરવવિષે ગોરી પ્રજાઓમાં તેમજ પોતાના દેશ બંધુઓમાં તેમના ઉચ્ચ ચારિત્રની અપૂર્વ છાપ પડી. સત્યાગ્રહની પ્રથમ વારની લડતના સમયે કેટલીક ગેરસમજુતી ઉભી થઇ હતી અને તેને લીધે કેટલાક પઠાણોએ તેમનાપર મહાઘાતકી હુમલો કર્યો હતો. તેઓ મૃત્યુવશ પથારીએ પડયા હતા તે સમયે, ગુન્હેગારોને શિક્ષા કરાવવાના હેતુથી પોલીસો મહાત્માની જુબાની લેવા રેવ. જે. જે. ડોકના ઘરમાં જ્યાં તેમની સારવાર તે ભલા પાદરી કરતા હતા ત્યાં આવ્યા. આ

સમયે તે સાધુના હૃદયમાંથી દયાનાં અમીઝરણાં વહ્યાં. પોલીસને તેમણે જણાવ્યું કે "મારા દેશી બંધુની સામે હું કામ ચલાવવા માગતો નથી." આમ જણાવી જુબાની આપવા ના પાડી. પોલીસ નિરાશ થઈ ચાલ્યા ગયા! એક ખ્રીસ્તિ પાદરીના ઘરમાં પૂર્વની જંગલી (!) પ્રજા-કુલીઓ:-ના નેતાએ ભગવાન ઈસુ ખ્રીસ્તની એક આજ્ઞા 'Love your enemy as you love yourself' 'તમારી જાતને ચાહો છો તેટલાજ દુશ્મનને પણ ચાહો' એનું પાલન કર્યું. આ બનાવ જોઇ તે ઘરનાં ખ્રીસ્તિ ધર્મનાં અનુયાયીઓને કેટલો આનંદ થયો હશે!

આ સાધુ પુરૂષ કહે છે કે "પોતાના દેશી બંધુના હાથનો માર ખાવો એ જેના ભાગ્યમાં લખાયું હોય તે ખરો પુણ્યશાળી છે; મારા તે ભાઇને લાગ્યું કે હું ખોટું કરૂં છું તો તેણે મને તેના વિચાર પ્રમાણે શિક્ષા કરી તેમાં હું તેનો દોષ કેમ કહાડું?" ધન્ય છે આવા સ્વદેશ પ્રેમને અને ધન્ય છે આવી વીરોચિત ક્ષમાવૃત્તિને!"

તેમને મારનાર જાતે મુસલમાન હતો, તેથી હિંદુ મુસલમાનનો સવાલ ઉત્પન્ન ન થાય અને બંને કોમ વચ્ચે કંઇ કડવાશ ઉત્પન્ન ન થાય તેટલા ખાતર એક જાહેરપત્ર તેમણે 'ઇન્ડીઅન ઓપીનીઅન'માં લખ્યો હતો તે મનન કરવા યોગ્ય હોવાથી અત્રે આપ્યો છે.

'સાહેબો, મારી તબીયત સારી છે. મી. અને મીસીસ ડોક મારા ઉપર મરી પડે છે. અને થોડા દિવસમાં હું પાછો નોકરી પર ચઢીશ. જેઓએ મને માર માર્યો છે તેમનાપર મને ગુસ્સો નથી. તેઓએ અણુસમજથી આ કામ કર્યું છે. તેમનાપર કામ ચલાવવાની જરૂર જોતો નથી. જો બીજાઓ શાંત રહેશે તો આ કિસ્સાથી પણ આપણને લાભ થશે; હિંદુઓએ મનમાં જરા પણ

રોષ રાખવાનો નથી. આમાંથી હિંદુ મુસલમાન વચ્ચે ખટાશ પેદા થવાને બદલે મિઠાશ થાય એમ ઈચ્છું છું. અને ખુદા-ઇશ્વરની પાસે માગું છું કે માર પડયો અને વધારે પડે તોપણ હું તો એકજ સલાહ આપીશ અને તે એ કે ઘણે ભાગે બધાએ દશ આંગળાં આપવાં તેમાંજ કોમનું અને ગરીબોનું ભલું તથા રક્ષણ થાય છે. જો આપણે ખરા સત્યાગ્રહી હોઇશું તો મારથી યા ભવિષ્યના દગાથી જરાએ ન ડરશું. હું ઇશ્વર પાસે માગું છું કે કોમનું તે ભલું કરે, તેને સત્ય રસ્તે ચડાવે, અને હિંદુ તથા મુસલમાનને મારા લોહીના પાટા વડે સાંધે.

લી૦ હિંદનો સેવક

મોહનદાસ કરમચંદ ગાંધી.

પ્રસંગ ૩ જો:—

## નિર્ભયતાની મૂર્તિ.

ત્રીજો પ્રસંગ આ સાધુ પુરૂષની નિર્ભયતાનો છે. તેમણે ખરા સમયે જે નિર્ભયતા બતાવી છે તે જોઇ દુશ્મનો પણ આશ્ચર્યચકિત થઇ જાય છે. આંગળાંની છાપ આપવા બાબત તેમના ઉપર માર પડયા બાદ તે વિષેની ચર્ચા ઘણી જગ્યાએ થયાજ કરતી હતી. મ૦ ગાંધી સારા થઈ ગયા અને પાછા કર્તવ્યક્ષેત્રમાં ઘુમવા લાગ્યા. લડતની પ્રથમવાર સમાધાની થઈ તે વિષે કેટલાક તોફાનીઓને ડરબનમાં અસંતોષ ઉત્પન્ન થયો હતો. તેમાંના ઘણા એવા હતા કે પોતે કાર્ય ન કરવું પણ બીજા કરે તેમાંથી ભૂલ કાઢી તોફાન મચાવવું. આવા લોકોએ એક સભા ભરી મ૦ ગાંધીજીને તેમાં આવવાનું આમંત્રણ મોકલ્યું. અને કેટલાક સવાલોનો ખુલાસો કરવા સૂચવ્યું. સભાનું નામ સાંભળી ઘણાઓને ખાત્રી હતી કે આ સભા માત્ર તોફાનને ખાતરજ ભરવામાં

આવનાર છે, તેમજ તોફાનીઓએ મ૦ ગાંધીજીને મારવાનોજ ઇરાદો રાખ્યો છે. ઘણાઓ મહાત્માજીને આ સભામાં ન જવા સૂચવતા હતા. તેમને તેઓ ભારપૂર્વક દર્શાવતા કે "મારા ભાઇઓની સમક્ષ જવામાં હું ડરતો હોઉં તો કોમની આગેવાની આજ ક્ષણે મારે ત્યજવી જોઇએ. જે કોમની સેવા કરવાનું હું અભિમાન ધરાવતો હોઉં તેનાજ માણસોથી હું વેગળો રહી ડરૂં તો મારા જેવો બાયલો બીજો કોઇજ નથી." ન જવાની ભલામણ કરનારાઓ આવા પ્રત્યુત્તરથી મહાત થઇ જતા અને તેમની સાથે દોરાતા. રાત્રે સભા ભરાઇ. સામી બાજુના માત્ર તોફાન કરવાજ આવ્યા હતા. સભામાં એક બોલનારને પ્રમુખે વધુ સમય આપવાનું નિયમથી બહાર જણાવ્યું. આ બનાવ બનતાંજ હોહો થઈ રહી વીજળીની બત્તીઓ બુઝાવી નાંખવામાં આવી. કોલાહલના અવાજ થયા ! નાસાનાસ થઇ રહી ! પોલીસ એકદમ આવી પહોંચી. મ૦ ગાંધીજી સહીસલામત બહાર નીકળ્યા. ને સામી બાજુવાળા કે જેની નેમ તેમને મારવાની હતી તેમની પાસે જઇ પોતાનું મસ્તક ધરવાનો આગ્રહ કરવા લાગ્યા. તેમના સાથીઓએ ત્યાં જતા તેમને અટકાવ્યા. પોલીસ ગાડી લઇ આવી અને મહાત્માજીને તેમાં બંદોબસ્તપૂર્વક બેસાડી મુકામ ઉપર સહીસલામત પહોંચાડયા.

પ્રસંગ ૪ થોઃ—

## પ્રતિજ્ઞાપાલન માટે પહાડ જેવી અડગતા.

એકવાર એક વસ્તુને સત્ય માની તેમાંજ કોમનું હિત છે એવી મહાત્માજીની ખાત્રી થઇ તો પછી તે વિચાર પ્રમાણે વર્તવા કદાચ બ્રહ્મા આવી અટકાવવા સૂચના કરે તો તે સૂચનાનો સ્વીકાર થાય એ અસંભવિત છે. જયારે પોતાનો વિચાર ખોટો છે એવું જો

એક બાળક પણ સમજાવી દે તો તે બાળકના વિચારને પણ અનુસરવા તત્પર થાય એવું સુકોમળ તેમજ દૃઢ નિશ્ચયવાળું અંતઃકરણ મહાત્મા ગાંધીજીનું છે. તે વિષેનો એક પ્રસંગ અહીં લખું છું.

છેલ્લી લડતમાં હજારો ગીરમીટીઆ તેમજ બીજા હિંદીઓ–સ્ત્રી–બાળકો વગેરે જેલમાં ગયાં અને આખી દુનીઆમાં ખળભળાટ થઇ રહ્યો. હિંદના ભલા વાઇસરોય લૉર્ડ હાર્ડીંજે સત્યાગ્રહની લડતને ઉત્તેજન આપ્યું. વડી સરકારે પણ હિંદીઓની લડાઇ કાયદેસર છે એમ જાહેર કર્યું. આવી સ્થિતિમાં દ. આફ્રિકાની સરકાર આગળ વધુ પગલાં ભરી શકે એમ ન હતું. વડી સરકાર અને હિંદી સરકારના આગ્રહથી હિંદીઓનાં દુઃખોની તપાસ કરનારૂં કમીશન યુનીઅન સરકારે નીમ્યું. કમીશનના બે સભાસદો મી. વાયલી અને મી. એસલીન બન્ને હિન્દી કોમની વિરૂદ્ધના માણસો હતા. તેમની પાસેથી ન્યાય મળવાની આશા રાખવી વ્યર્થ છે એમ કોમ સમજતી હતી. વળી એજ અરસામાં જ્યારે ગોરાઓએ રેલ્વેની હડતાળ પાડી હતી ત્યારે તેઓનાં દુઃખોની તપાસ કરવા એક કમીશન નીમવામાં આવ્યું હતું તેમાં તેમના ખાસ પ્રતિનિધિને નીમવામાં આવ્યા હતા. ગોરા હડતાળીઆઓએ તો મારફાડ ચલાવી જોહાન્સબર્ગમાં મોટો બળવો જગાડી મૂક્યો હતો. તેમણે પ્રજાની જાહેર શાંતિમાં ખલેલ નાંખી હતી, છતાં કમીશનમાં તેમના પ્રતિનિધિને ખાસ જગ્યા અપાય! જ્યારે હિંદીઓ, જેઓ શાંતપણે કાયદાની હદમાં રહી જાતે દુઃખો સહન કરી પોતાનું કર્ત્તવ્ય બજાવતા હતા તેમનાં દુઃખોની તપાસ કરવા માટેના કમીશન ઉપર તેમના વિરોધીઓનેજ બેસાડવામાં આવે! એ હિંદી કોમ કેમ સહન કરે? આગેવાનોને છોડી મૂક્યા પછી તરતજ ચાર હજાર માણસોની એક જંબાવર સભા ડરબનમાં મળી. જેમાં પ્રતિજ્ઞા લેવામાં આવી કે એક પણ હિંદીએ કમીશન

આગળ જુબાની આપવા જવું નહિ. આખી સભાએ આ મતલબનો ઠરાવ પસાર કર્યો તે અગાઉ સરકારને ચેતવણી આપવામાં આવી હતી. હિંદીઓએ છેવટે એવી માગણી પણ કરી હતી કે જે ગૃહસ્થોને નીમ્યા છે તેઓને ભલે રહેવા દો, પણ એક ત્રીજા એવા યુરોપીઅનને કમીશનમાં જગ્યા આપો કે જેનું નામ હિંદી કોમ આપે. સરકારે આ ન્યાયયુક્ત માગણીનો પણ તિરસ્કાર કર્યો ! ત્યારેજ કોમે કમીશન આગળ ન જવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞા જયારે જાહેરમાં આવી ત્યારે સર્વત્ર ખળભળાટ થઈ રહ્યો ! અનેક મુશીબતોને અંતે કમીશન નીમાયું ત્યારે કોમે તેની આગળ જુબાની આપવા ન જવું એવી પ્રતિજ્ઞા લીધી ! આવા વિચારથી હિંદુસ્તાન અને વિલાયતમાં સર્વ કોઈ ચમકી ગયા. પણ હિંદી કોમ તો સારી રીતે સમજતી હતી કે તેઓ પોતાનાજ બળ ઉપર લડે છે. આખી લડતનો હેતુ ખરી રીતે પ્રજાનું સ્વમાન જાળવવાનો હતો. જુબાની ન આપવાના ઠરાવની ખબર પડતાંજ ભલા વાઇસરાય લૉર્ડ હાર્ડીંજે તેમ ન કરતાં જુબાની આપવા જાહેર રીતે સૂચના કરી. બીજી તરફથી સ્વર્ગસ્થ શ્રીયુત ગોખલેએ પણ તેવીજ સલાહ આપી. વિલાયતથી ભલા મિત્ર લૉર્ડ એમ્પથીલે પણ કમીશનને માન્ય રાખવાની સૂચના કરી. આમ ત્રણ ત્રણ બાજુએથી એકજ સલાહ અને આગ્રહ થયા. સમય પણ એવો હતો કે જો એ સલાહને માન્ય રાખવામાં ન આવે તો કોમ દીલસોજી પણ ગુમાવી બેસે. પ્રસંગ ખરો કસોટીનો હતો. આ સમયે આ મહાન વીર પુરૂષે જે ધૈર્ય, દૃઢ નિશ્ચય, અને પ્રતિજ્ઞાનું પાલન કરવાનો આગ્રહ બતાવ્યો તે અદ્ભુત છે. તેમણે ચોખ્ખું દર્શાવ્યું કે કમીશનની સામે કોમની ફરિયાદ તદ્દન વાસ્તવિક છે. કોમે એકવાર એકત્ર થઇ સત્ય માની જે પ્રતિજ્ઞા કરી તેના ઉપર પાણી ફેરવવું એમાં કોમની હાંસી થવા જેવું છે. કદાચ આથી પણ વધુ દીલસોજીને જતી કરવી પડે તો તેને

આપણે દીલગીરીથી જતી કરીશું, પરંતુ લીધેલી કોમી પ્રતિજ્ઞાને કદી ન તોડશું. કોમે આખરે કમીશન આગળ જુબાની નજ આપી. આ વખતે મી. એન્ડ્રુસ પણ ત્યાં હાજર હતા. કોમનાં ટેક અને લાગણી સમજી અને અનુભવી તેઓ આશ્ચર્યચકિત થયા. ધીર પુરૂષની કસોટી ખરા અણીના સમયેજ થાય છે. મહાત્મા ગાંધીજીએ તે સિદ્ધ કરી બતાવી હિંદી પ્રજાના સ્વમાનને દક્ષિણ આફ્રિકામાં ઉજ્વળ કર્યું છે.

પ્રસંગ ૫ મો:—

## ગૃહજીવનમાં સત્યાગ્રહ.

એમના ખાનગી જીવનમાં પણ એઓ ખરા સત્યાગ્રહી બની વિચરે છે. અન્ન વગેરે ત્યજી મહાત્માજી ફળાહાર ઉપર કેવી રીતે આવ્યા તે પ્રસંગ રમુજી હોવાથી અત્રે આપવા દુરસ્ત ધાર્યું છે. તેમનાં પત્ની શ્રીમતી કસ્તુરબાની તબીયત તેમને અમુક પ્રકારનું દરદ હોવાથી નરમ રહ્યાં કરતી હતી. નિમકથી લોહીમાં સુધારો થતો નથી પણ તે ઉલટું લોહીનું પાણી કરી નાંખે છે, મીઠાથી શરીરને કંઇ પોષણ કે ફાયદો થતો નથી, તેમજ ફળ વગેરે વસ્તુઓમાં જેટલા પ્રમાણમાં નિમક જોઇએ તેટલા પ્રમાણમાં કુદરતેજ રાખેલું છે, એટલે નિમક ખાવાની માણસને જરૂર રહેતી નથી. આવી માન્યતા મહાત્મા ગાંધીજીએ કેટલાંક પુસ્તકો વાંચ્યા પછી બાંધી હતી. પોતાનાં પત્નીને મહાત્માજીએ એક દિવસ કહ્યું:—"તારી તબીયત સારી નથી રહેતી, તું જો મીઠું ખાવાનું છોડી દે તો તબીયત તરત સુધરી જાય." તે સમયે શ્રીમતી કસ્તુરબાએ જણાવ્યું, "મીઠા સિવાય કાંઈ ચાલે ? મીઠા સિવાય કાંઇ ખાઇ શકાતું હશે કે ?" ગાંધીજીએ જણાવ્યું:—'હા, શા માટે ન ખવાય ? મીઠા સિવાય પણ ચાલી શકે.' તરતજ કસ્તુરબાએ-

કહ્યું કે 'આપજ પ્રથમ મીઠું ખાવાનું છોડી જુઓને, ત્યારે ખબર પડે.' આ વાક્ય નીકળતાંજ મહાત્માજીએ દર્શાવ્યું કે તારી સાથે મારે પણ આજથી મીઠું ન ખાવું, અને ત્યારથી તેમણે નિમક છોડયું. ત્યારબાદ પોતાના ખોરાકમાં સુધારો કરતાં કરતાં છેવટે આજે (સંવત ૧૯૭૩ માં) લગભગ પાંચ છ વર્ષ થયાં તેઓ માત્ર ફળાહારજ કરે છે. ઘી, દૂધ, દહીં જેવી વસ્તુઓ પણ તેમણે ત્યજી દીધેલી ! આવા જીતેન્દ્રીય પુરૂષજ ધારે તે કરી શકે.

પ્રસંગ ૬ ઠ્ઠો: —

## બાળહઠ અને પિતાની પ્રતિજ્ઞા

મહાત્માજીની સાથે રહેનારા વિદ્યાર્થીઓ તેમજ બાળકો પણ તેમનું જોઇને અમુક સમય મીઠું ન ખાવું અને અલુણો ખોરાક લેવો એવાં વ્રતો લઇ લેતાં. તેમને તેઓ ઉત્તેજન આપતા. વિદ્યાર્થીઓએ પોતે કરેલો નિશ્ચય બરાબર અમલમાં મૂકવોજ જોઇએ એવી તેમની તીવ્ર ઇચ્છા હોવાને લીધે તે નિશ્ચય પળાય છે કે કેમ તેની તેઓ જાતેજ દેખરેખ રાખતા. મીઠું ન ખાવું એવો આગ્રહ કોઇપણ વિદ્યાર્થીને કરવામાં ન આવતો. પણ જેઓ પોતાની રાજીખુશીથી અને ઉત્સાહથી આવીને કહેતા કે અમુક સમય સુધી હું મીઠું ન ખાઇશ તો તે વ્રત તેણે પાળવુંજ પડતું. એ સંબંધમાં એક રમુજી બનાવની નોંધ અત્રે લેવાય તો તે અસ્થાને ન લેખાશે. તેમના સહુથી નાના પુત્ર ભાઇ દેવીદાસ જેની ઉંમર તે વખતે ફકત ૧૩ વર્ષની હશે તેણે આવું પણ લઇને કહ્યું "બાપુ, મારે એક અઠવાડીઆ સુધી અલુણો ખોરાક ખાવો છે." તેની વિનંતી કબૂલ રાખવામાં આવી. ત્રણેક દિવસ પછી એક દિવસ રસોડામાં નિમકવાળો સરસ ખોરાક જોઇ તે બાળકનું દીલ પલળી ગયું અને તેણે નિમકવાળું શાક ખાવાની

માગણી કરી. સર્વે બાળકો તેમજ બીજાઓને મહાત્મા ગાંધીજી પોતાને હાથે હંમેશાં રસોઇ કરી પીરસતા. દેવીદાસે કરેલી માગણીનો સ્વાભાવિક રીતે અસ્વીકાર થયો, એટલે તેણે ખાવાનું ન લેતાં રોવાનું શરૂ કર્યું. અને ભૂખ્યેજ રહેવા ધાર્યું. મહાત્માજી ક્યાં ખોટો પ્રેમ બતાવે એવા હતા? તેમણે પણ પ્રતિજ્ઞા કરી કે દેવીદાસ આવીને કહે કે "બાપુ જમો અને હું પણ જમું છું તોજ ભોજન લેવા બેસું." એક તરફ બાળહઠ, બીજી બાજુ પ્રતિજ્ઞા! સમય ઘણોજ રમુજી હતો. બાળકે હઠ પકડી પોતે બપોરે ન ખાધું, અને પિતાને પણ ખાવાનું ન કહ્યું. બન્ને જણ અપવાસી બન્યા. જોડેના વિદ્યાર્થીઓએ દેવીદાસને ઘણું એ સમજાવ્યો. પરંતુ તેણે તે વખતે બાળહઠ ન છોડી. પછી સાંજે તે નમ્ર બની પિતાજી પાસે ગયો અને કહ્યું. "બાપુ, હું અન્નુણું ખાઇશ. તમે પણ જમો." સાંજે પિતા પુત્ર સાથે બેસી જમ્યા. આ પ્રસંગથી બાળક તથા બીજા વિદ્યાર્થીઓ ઉપર છાપ પડી કે એકવાર લીધેલું પણ પુરૂં કરવું એ ધર્મ છે.

પ્રસંગ ૭ મો:—

## શિક્ષણનો આદર્શ.

મહાત્માજીનું શિક્ષક તરીકેનું જીવન પણ અદ્ભુત છે. વિદ્યાર્થીઓને બીલકુલ શિક્ષા ન કરવી જોઇએ એમ મહાત્માજી માને છે. શરીરબળ વાપરવું એ સત્યાગ્રહીનું કામ નથી. એકવાર અમુક વસ્તુ ન કરવાની વિદ્યાર્થીઓને સૂચના આપી હતી. પરંતુ તેજ વસ્તુ છુપી રીતે તેમણે કરી. વાત આખરે ફુટી, છતાં ખરી વાત કહેતાં કેટલાક ડરતા હતા. આવી સ્થિતિ જોઈ મહાત્માજી બહુ દુઃખી થયા અને વિદ્યાર્થીઓની હાજરીમાં તેમણે પોતાનાજ ગાલ ઉપર જોરથી બે ત્રણ તમાચા ચોડી કહાડયા, અને દર્શાવ્યું કે

મારામાંજ કંઇ ખામી હશે કે સત્ય વાત કરતાં મારી આગળ તમને ડરવું પડે છે! આની એવી તો અપૂર્વ છાપ સહુ ઉપર પડી કે તરતજ સત્ય બોના જાહેરમાં આવી. એમનું આખું જીવન એવા અદ્‌ભુત પ્રસંગોથી ભરેલુંજ છે.

પ્રસંગ ૯ મો:—

અંગરક્ષક કેલનબેકઃ અજાતશત્રુ ગાંધીજી.

સને ૧૯૦૭ ની સાલમાં મહાત્માશ્રી ઉપર કેટલાક પઠાણ ભાઇઓએ હુમલો કરેલો અને મરણતોલ માર તેમને મારેલો. આ પછી બીજા હુમલાનો સંકેત ઘણા વખતથી કેટલાક અવળે રસ્તે દોરવાઈ ગયેલા આપણા દેશબન્ધુઓએ કરેલો. મહાત્માશ્રીની આજુબાજુ રહેનારા અને તેમના પ્રસંગમાં આવનાર માણસોમાંના ઘણા જણ આ હીલચાલથી વાકેફ હતા, અને તે માટે તેઓ મહાત્માશ્રીને અગમચેતી દેતા, કે 'ભાઇ, (દ. આફ્રિકામાં હિંદીઓ તેમને 'ભાઇ' કહીને બોલાવતા) અમે સાંભળ્યું છે કે આપના ઉપર બીજો હુમલો કરવાનો કેટલાક લોકો સંકેત કરે છે.'

આવી હકીકત દરરોજ તેમની રૂબરૂ રજુ થતી, જવાબમાં મહાત્માશ્રી હંમેશની પોતાની ટેવ મુજબ સ્હેજ ડોકું હલાવી હસતા વદને બોલતા, 'ભલે તેમ થાય. તેમને પણ આ શરીર ઉપર હક છે ને? વળી હું દેશસેવા બજાવવામાં અમૂક ભૂલ કરૂં છું એવી સમજથી મને શિક્ષા કરવાને તેઓ તૈયાર થયા છે તેમાં પણ તેમનો હેતુ શુભ છે.'

આમ જવાબ આપીને વાત ઉડાવતા. તે ઉપર વિચાર સરખો કરવો તે નામર્દાની અને નાસ્તિકતા ગણતા. આ વાત મહાત્માશ્રીના મિત્ર મી. કેલનબેકને કાને આવી. મી. કેલનબેક

જન્મે જર્મન અને દક્ષિણ આફ્રિકામાં એક પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી હતા. મહાત્માશ્રીની સોબતે તેમને જોગી બનાવ્યા હતા. તેમણે જીંદગીની મોજમઝાઓ ત્યજી હતી અને સાધુવૃત્તિથી જીજ્ઞાસુ તરીકે મહાત્માજીની પાસેજ રહેતા. મહાત્માશ્રી ઉપર વળી બીજો હુમલો થવાની હકીકત તેમને અસહ્ય થઇ પડી. આ થાય તો મહા અનર્થ વર્તે એવું વિચારી પોતે ખાનગી રીતે સાવચેતી રાખવા માંડી. મહાત્માશ્રી ઓફિસ બહાર જાય; કે ફરવા નીકળે તે દરેક વખતે મી. કેલનબેક તેમની સાથે રહેતા ને પોતાના કોટના ખિસ્સામાં એક નાની બન્દુકડી રાખતા. એવા હેતુથી કે અચાનક રીતે મહાત્માશ્રી ઉપર હુમલો થાય અને બચાવ કરવો પડે તો તેનો ઉપયોગ કરી શકાય. ઘણે દિવસે મહાત્મા-શ્રીએ એ વાત અનુમાન ઉપરથી જાણી. એક દિવસ બન્ને મિત્રો બહારથી આવીને ઓફિસમાં દાખલ થયા. પોતાના કોટ ખુંટીએ ભેરવ્યા. બાદ મહાત્માશ્રીએ મી. કેલનબેકના ખિસ્સામાં-થી પેલી બન્દુકડી કહાડી. મી. કેલનબેકને બોલાવ્યા: 'મહાન-ટોલ્સ્ટોયના શિષ્ય પણ આવું હથિયાર રાખે ખરા કે?'' ગંભીર ભાવે મહાત્માશ્રીએ પુછ્યું. 'જરૂર જણાય તો રાખવું પડે.' ધીમે સાદે જવાબ મળ્યો. 'આ હથિયાર પાસે રાખવાની તમને હાલ શી જરૂર છે?' વધારે ગંભીર ભાવથી મહાત્માશ્રીએ પુછ્યું. 'મને એવી ખબર મળી છે કે આપના ઉપર બીજી વાર હુમલો કરવાનો કેટલાક લોક સંકેત કરી રહ્યા છે. આથી એ બંદુક મેં મારી પાસે રાખી લીધી છે. મી. કેલનબેકે કાંઇક સંકોચથી જવાબ આપ્યો.

'ઠીક, ત્યારે તમે તો મારા રક્ષકની જગ્યા સ્વીકારેલી જણાય છે! પણ આ બંદુકથી મારૂં રક્ષણ કરશો! વાહ!' મી. કેલનબેક સ્તબ્ધ ઉભા રહ્યા. અને આ બંદુકથીજ મારૂં રક્ષણ થઇ શકતું

હોય તો એથીજ મારૂં શરીર વીંધી નાંખું તો તમે શું કરશો ? મારા મિત્ર, જો તમે મારા સાચા સ્નેહી હો તો આ મારા શરીર ઉપર આટલો બધો મોહ હોવો સંભવતો નથી. સ્નેહ ફક્ત શરીરનું રક્ષણ કરતો નથી, આત્માનું રક્ષણ કરે છે. શરીર તો જવાનુંજ છે. આજ નહીં તો કાલે પણ તે જવાનુંજ છે. સ્નેહી તેવી ક્ષણભંગુર ચીજ ઉપર આસક્તિ નથી રાખી શકતા. તે તો અમરત્વને ચાહે છે. તમે મારા સાચા મિત્ર હો, અમર થવા ચહાતા હો તો હવેથી બંદુકથી મારૂં રક્ષણ કરવા ઇચ્છા ન રાખતા, તેને ફેંકી દો.

એવું કહેવાય છે કે આ પ્રસંગ પછી મી. કેલનબેકે પાછી બંદુક હાથમાં ઝાલી નથી. છેલ્લી લડત પછી પણ દક્ષિણ આફ્રિકાની યુનીયન પાર્લામેંટમાં હિંદી સવાલનું સંતોષકારક નિરાકરણ કરાવીને પાછા વળતાં મહાત્માશ્રી કેપટાઉનથી જોહાન્સબર્ગ જાય તો તેમનું ખુન કરવાનો સંકેત બેચારેક અજ્ઞાન માણસોએ કરેલો. આ વાત બહાર પડી ગઇ. એક સત્યાગ્રહીએ આ વાત મહાત્માજીને કેપટાઉન જણાવી અને સાથે આજીજી કરી કે 'આપ પાછા વળતાં જોહાન્સબર્ગના રસ્તે ન આવો અને પરબારા નાટાલ જાઓ એવી અમારી સર્વે ભાઇઓની ઇચ્છા છે. જવાબમાં મહાત્માશ્રીએ જણાવેલું કે 'મરણની બીકે હું જોહાન્સબર્ગ થઇ ન જાઉં તો જરૂર હું જીવવાને લાયક નથી. હું ત્યાં આવીશ અને ધારેલી બીના બનશે તો હું સંતોષ પામીશ. મારી ફરજ મેં બજાવી છે. અને પ્રભુની એવીજ ઇચ્છા હશે કે મારૂં કાર્ય સંપૂર્ણ થયું છે, તેથી મને બોલાવી લેવો.'

આ બૂરા સંકેતની ખીના મી. કેલનબેકે (જે તે પ્રસંગે જોહાન્સબર્ગ હતા) જાણી ત્યારે તેમને કહેનાર માણસોને કેલન-

એકે જવાબ દીધો કે 'આપણા કરતાં મી. ગાંધી પોતાનું રક્ષણ કરવાને વધારે શક્તિમાન છે, અને પ્રભુ તેથી પણ વધારે શક્તિમાન છે!'

અંતે બન્યું એમ કે મહાત્માશ્રી પાછા વળતાં જોહાન્સબર્ગ પહોંચ્યા ગયા. ત્યાં લોકોએ ઘણા આનંદથી તેમને વધાવી લીધા. વિરોધીઓ પણ તેમાં દાખલ થઇ ગયા. આમ તેઓશ્રીના આત્મબળથી ગમે તેવો વિરોધ નષ્ટ થઇ જતો. ગમે તેવો વિરોધી મિત્ર બની જતો. આ બનાવમાં એક નવાઇ જેવી વાત બની. સને ૧૯૦૭માં જે ચાર પઠાણ લોકોએ તેઓશ્રીના ઉપર હુમલો કરેલો તેમાંનો એક મીર આ પ્રસંગે જોહાન્સબર્ગમાં હતો. તેણે પણ મહાત્માશ્રીના પ્રાણ લેવાના બુરા સંકેત વિષે જાણેલું. તે મીર પઠાણ કે જેણે એક પ્રસંગે-સાત વર્ષ ઉપર મહાત્માશ્રીના પ્રાણ લેવા ખાતર તેમના ઉપર ભયંકર હુમલો કરેલો, તેણે આ વખતે મહાત્માશ્રીના પ્રાણનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લીધી, અને મહાત્માશ્રી જોહાન્સબર્ગ ગયા ત્યારે તેમના ચરણમાં લોટી પડયો! મહાત્માઓનાં આત્મબળ અને નિર્ભયતા શું નથી કરી શકતાં! ઓ પ્રભુ! એ શક્તિ હિંદવાસીઓને આપ અને હિંદ-સ્વરાજ્ય અમારા હથેળીમાં અમે લઇને ફરીશું.

<u>પ્રસંગ ૯ મો:—</u>

## વકીલના ધંધામાં સત્યનું પાલન.

મહાત્મા ગાંધીજી એવું માને છે કે હિંદુસ્તાનમાં વકીલ, ડાક્ટર અને રેલગાડીએ જેટલી ગુલામગીરી વધારી છે તેટલી બીજી કોઇ કારણથી નથી વધી. તેમની આવી માન્યતાથી વકીલાતના ધંધામાં રહેનારા અને ડાક્ટરનો ધંધો કરનારા માણસો

ઉપર આક્ષેપ મુકાતો નથી, પરંતુ તે બન્ને ધંધામાં રહેલી બુરાઇની હદ નથી, અને તે ધંધામાં રહ્યા છતાં વકીલો તથા ડાકટરોમાંના ઘણા પોતાની ભલાઇના કારણે જનસેવા કરી ગયા છે અને હાલ કરી રહ્યા છે, તેનું કારણ ધંધામાં નથી રહેલું પણ તે વ્યકિતઓમાં માણસ તરીકેની જે ભલાઈ છે તેમાં રહેલું છે. આવી દઢ માન્યતા તેઓ ધરાવે છે. એ માન્યતાના ધોરણે તેઓએ પોતાનો બેરીસ્ટરનો ધંધો ત્યજી દીધો. દ. આફ્રિકામાં તેમનો વકીલાતનો ધંધો ઘણી સારી આબાદીમાં હતો પણ વકીલ તરીકેની તેમની ખ્યાતિ કેવી રીતે વધેલી, તેનો ઇતિહાસ આપણે તપાસીએ ત્યારે આપણને સહજ જણાશે કે જે શુદ્ધ નીતિ અને રીતિ આ સંસારમાં ધંધાદારી માણસોને પોતાના ધંધામાં નુકસાનરૂપે જણાય છે તેજ શુદ્ધ નીતિરીતિથી તેમણે એ આબાદી વધારી હતી, અને આવી રીતે 'સત્યનો સદાએ જય છે' એ પવિત્ર સિદ્ધાંતને પોતાના જીવનમાં નાના મોટા દરેક પ્રસંગે ઓતપ્રોત ઘટાવી દીધો હતો.

વકિલાતનો ધંધો ગ્રહણ કર્યા છતાં તેમાં રહીને કેવી રીતે પોતે વિશુદ્ધ જીવન ગાળી શકયા અને પરોપકાર કરી શકયા તેની કેટલીક હકીકત આપવી અસ્થાને નહીંજ ગણાય.

(૧) સત્યને સદા સાચવવું-તેના શુદ્ધ સ્વરૂપમાં સાચવવું.

(૨) પ્રતિજ્ઞાપૂર્વક પોતાનો અસીલ જે કાંઇ કેસની હકીકત કહે તે ઉપર તેની સચ્ચાઇ બાબત પુરતી તપાસ કરવી,

(૩) ખોટી હકીકતો અને જૂઠા સાક્ષી ઉપર જે કેસનો આધાર રહેલો હોય તેવા કેસ હાથમાં લેવા નહિ.

(૪) અસીલની સાચી હકીકત જાણ્યા બાદ અસીલ અને તેના પ્રતિસ્પર્ધીને ભેગા કરવા. અને ત્રાહિત તરીકે અપક્ષપાતપણે તેઓનો નિવેડો લાવવા પ્રયત્ન કરવો. બંનેને સમજાવવાને

પોતાની પૂરી શકિત વાપરવી. તેમાંનો એક ભલો માણુસ હોય તો તેનામાં રહેલી ભલાઈને ઉત્તેજીને આ તકરારમાં નુકસાન વેઠી લઇને પણ નહીં લડવાનું સમજાવવું. આવા ઘણા બનાવ વકીલ તરીકેની તેમની કારકીર્દીમાં બન્યા છે.

(૫) જે કેસ પોતે લીધો હોય તેની સુનાવણી વખતે કે અસીલની જુબાની વખતે અગર તો તેના છેવટના ચુકાદા વખતે પણ પોતાને ચોક્કસ માલુમ પડે, કે તે કેસમાં પોતાના અસીલે અસત્ય હકીકતજ કહેલી છે, અને એ કેસનો ચુકાદો તરફેણમાં આવશે તો સામા માણુસને અન્યાય થશે, તો તુરતજ તે કેસ ત્યાંને ત્યાં કોર્ટ માંજ છોડી દેતા. આ નૈતિક દઢતાનું પરિણામ એ આવતું, કે (૧) ખોટા કેસો તેમની પાસે આવતા અટકતા અને (૨) કોર્ટને ખાત્રી થતી કે મી. ગાંધીએ અમુક કેસ હાથમાં લીધો એટલે તેમના અસીલની ફરીયાદ અને બચાવ વાજબી હોવાં જોઇએ. કોર્ટને આવી ખાત્રી થવાથી કેટલીક વેળા એવું બનેલું કે ચુકાદો આપતી વેળા પોતાના અસીલના પ્રતિનિધિ તરીકે પોતે રાજીનામું આપે, ત્યારે માજીસ્ટ્રેટ કહે કે "મી૦ ગાંધી, આ કેસ તમારા અસીલની તરફેણમાં છે અને ચુકાદો પણ તેની તરફેણમાંજ આપવાનો છું. તમે કેમ આવો કેસ છોડી દો છો?" ત્યારે મહાત્માજી જણાવતા કે મારા અસીલે આ કેસમાં મને છેતર્યો છે. તે દોષિત છે અને આવું જાણવા છતાં પણ તેને હું મદદ કરું તો સામા પક્ષને અન્યાય થવા સંભવ છે. આ સાંભળી કોર્ટનું બધું મંડળ ચકિત થતું.

(૬) પોતાના બૅરીસ્ટરના ધંધામાં એવી બાહોશી પોતે ધરાવતા કે છેલ્લા વખતમાં તો જોહાન્સબર્ગ શહેરની મ્યુનીસીપાલીટીએ પણ કેટલાક પ્રખ્યાત ગોરા બૅરીસ્ટરોને પડતા મૂકી મ. ગાંધીજીને પોતાનો બહુ જોખમવાળો કેસ સોંપેલો. આવી

અનેક હકીકતો ઉપરથી જણાય છે કે માણસોની નબળાઇને કારણેજ વકીલો હજારો તર્કટો રચે છે. મ. ગાંધીજી પોતાના ધંધામાં ત્રણ મુખ્ય મુદ્દા રાખતા.

૧. સાચોજ કેસ હાથમાં લેવો.

૨. જે કેસ પોતે હાથમાં લેતા તેની સબળી, નબળી બન્ને બાજુઓ તપાસીને તે કેસમાં કાયદેસર જે નબળાઇઓ–ખામીઓ જણાતી હોય તે શરૂઆતથીજ કોર્ટ સમક્ષ ખુલ્લી મુકી દેતા. આનું પરિણામ એ આવતું કે પોતાના અસીલની વિરૂદ્ધ રહેલી જે કાયદેસર ખામીઓ હોય તેને શોધી તેના ઉપર જોરથી ટીકા કરવાની કે તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર સામા પક્ષના વકીલ માટે રહેતી નહીં. સ્વભાવિક રીતે મનુષ્ય સ્વભાવ એવો હોય છે કે ગુન્હેગાર પાસે ગુન્હો કબુલ કરાવવાનો પ્રયત્ન કર્યા પહેલાંજ ગુન્હેગાર ગુન્હો કબુલ કરે તો ગુન્હો શોધનાર માણસ શાંતજ થાય ને તે વધારેઓછા પ્રયત્નજ કરતો નથી. આવી રીતે પોતાના પક્ષની નબળી બાજુઓ પહેલેથી કોર્ટની સમક્ષ મુકવાથી સામેના વકીલને ટીકા કરવાનું રહેતું નથી. આ મનુષ્યસ્વભાવને પોતાના ધંધામાં મહાત્માજીએ ઘટાવેલો.

૩. પોતાના અસીલના પક્ષે જે કાયદેસર સબળ હકીકત હોય તેના ઉપર પોતાની પુરી બાહોશી વાપરી કાયદાનો લાભ લેતા. અને આમ કરતાં સામેના વકીલથી કોઇ પણ રીતે તેમની દલીલ તોડી શકાતી નહીં.

આમ ઉપલા ત્રણ મુદ્દાઓ તેમના વકીલ તરીકેના ધંધાની કારકીર્દીમાં ચાવીરૂપે હતા. કેટલાક કેસ તેમણે એવી નવાઇ જેવી રીતે હાથમાં લીધેલા કોર્ટનું બધું મંડળ આશ્ચર્યચકિત થઇ જાય. ભારે ગુન્હો કરનાર પાસે ગુન્હો કબુલ કરાવીને–ગુન્હો કેવી રીતે કર્યો કેવા હેતુથી કર્યો. વગેરે શબ્દે શબ્દ સાચી

હકીકત કોર્ટમાં પોતાના વકીલ પાસે ખુલ્લી કરાવીને પછી બ્રિટીશ ન્યાયના સિદ્ધાંત ઉપર અને ન્યાયની કોર્ટોના મૂળ હેતુ ઉપર એવી સચોટ દલીલ કરતા કે મ્હોટા ગુન્હેગારોને કોર્ટ પાસે માફી બક્ષાવેલી. આવા દાખલા બનેલા છે. એ બનાવો વિગતવાર નજ આપી શકાય.

પ્રસંગ ૧૦ મો:—

## દેશપારીઓના કુટુંબની સેવા.

સને ૧૯૧૦ ની સાલમાં ટ્રાન્સવાલમાંથી કેટલાક સત્યાગ્રહીઓને દેશપાર કરી ત્યાંની સરકારે તેમને હિંદુસ્તાન મોકલી દીધેલા. બધા દેશપારીઓ દ. આફ્રિકામાંજ જન્મેલા હતા, એટલે તેઓનું હિંદમાં કોઈ પોતાના જેવું નહોતું. તેઓ હિંદને નામથીજ ઓળખતા. તેમનાં માબાપની પવિત્ર જન્મભૂમિ હિંદ છે એટલુંજ તેઓ જાણતા. વારસાથી મળેલું હિંદી લોહી તેમની નસોમાં વહેતું અને હિંદી ખમીર તેમના સ્વભાવમાં જણાતું, આ બધાના સૂચકરૂપે તેઓ પોતાના પૂર્વજોની પવિત્ર ભૂમિ હિંદ માતાનું જે અપમાન દ. આફ્રિકાની સરકાર કરતી તે સહન કરી શકયા નહીં અને સત્યાગ્રહની લડતમાં સામેલ થયા. પરિણામે હિંદી હોવાનો દાવો કરનારા, છતાં હિંદને નહીં ઓળખનાર એવા સંખ્યાબંધ હિંદીઓને ત્યાંથી હિંદ તરફ રવાના કરવામાં આવ્યા. હું વાચક વર્ગને એક પ્રશ્ન પૂછીશ. મારા અને તમારા જેવાઓ જેઓ આઇસલેન્ડના ટાપુ વિષે કાંઇ પણ જાણતા નથી, તેઓને અહીંથી ત્યાં ચઢાવી આપે તો આપણી શી દશા ? એવોજ ખ્યાલ આ ટ્રાન્સવાલની સરકારે મોકલેલા દેશપારીઓ વિષે બાંધી લેજો. અજાણ્યા છતાં પ્રજાને જાણીતા

એવા આપણા તે બંધુઓ કંગાળ સ્થિતિમાં મદ્રાસ ઉતર્યા. આવી ત્રણ ટુકડીઓ હિંદુસ્તાન ચઢાવી દીધેલી. પહેલી ૧૦૪ જણની, બીજી ૬૦ જણની અને ત્રીજી ૨૬ જણની. છેલ્લી ટુકડી મુંબઇ ઉતરેલી. પહેલી બે ટુકડીઓની દેખરેખ મદ્રાસમાં પ્રગટ થતા 'ઇન્ડીયન રિવ્યુ' ના અધિપતિ શ્રીયુત નેટેસન તરફથી રાખવામાં આવી હતી.

આ દેશપારીઓ અહીં આવ્યા. પણ તેમનાં પેલાં નાનાં બાળકોનું શું થયું હશે? તેમની સ્ત્રીઓનું શું થયું હશે? બાળકોનાં આંસુ લોહી તેમને વાત્સલ્ય પ્રેમથી પૂર્ણ એવું આલિંગન કોણ દેતું હશે? દેશપારીઓની સ્ત્રીઓનાં આંસુ પણ કોણ લ્હોતું હશે? જણાવ્યા વિનાજ વાચક જાણી લેશે કે એ આપણા મહાત્માજીજ. તેમના પરમ સ્નેહી મી. કેલનબેક તરફથી સત્યાગ્રહીઓને જે ટૉલ્સ્ટોય ફાર્મ અપાયલું હતું તેમાં આ બધી સ્ત્રીઓ અને બાળકો રહેતાં. મહાત્માજી તેમની જરૂરિયાતો પૂરી પાડતા, તેમની સેવા કરતા. સવારે ઉઠી વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવીને પછી 'સ્ત્રીઓના પાયખાનાની બકેટો સાફ કરતા' આ હકીકત જાણી, પ્રિય વાચક! તમારા હૃદયમાં શું થાય છે? ભલે, ગમે તેવા હજારો વિચારો મારા અને તમારા હૃદયમાં ઘોળાયાં કરે પણ કાર્ય કરવું, અને તે પણ પૂજ્ય બુદ્ધિથી અને સેવા વૃત્તિથી, એ મહાત્માજીને મન તો સાચી દેશભકિત હતી. તે બકેટો સાફ કર્યા બાદ પોતે સ્ત્રીઓના ઓરડાની બહાર રહી કહેતાઃ—

"Mrs. Naidoo, have you anyhing to give me to wash? Will you please get dirty clothes from others and give me to wash?" (મીસીસ નાયડુ, તમારે કાંઇ ધોવા આપવાનું છે? બીજાં બધાં પાસેથી મેલાં

કપડાં ભેગાં કરીને મને ધોવા આપશો ?) મહાત્માશ્રીની માગણી મુજબ બધાં મેલાં કપડાં ભેગાં કરીને તેમને આપવામાં આવતાં અને પાસેના ઝરામાં તે લુગડાં સ્વચ્છ કરી, સૂકવીને રાત્રે પાછાં સોંપાતાં.

દેશપારીઓની સ્ત્રીઓને પોતાના ધણીની ગેરહાજરી નહોતી જણાતી. દેશપારીઓને પણ વિશ્વાસ હતો કે પોતાના કરતાં પણ વધારે સબળ પાત્રને પોતાનાં બાળકો અને સ્ત્રીઓ સોંપાયાં છે. મદ્રાસમાં તેઓને કોઈએ પૂછેલું કે સરકારે તમને અહીં મોકલ્યા તો તમારાં બાળબચ્ચાંઓનું શું થશે ? જવાબમાં તેમણે જણાવેલું કે–"અમોને તેની જરા પણ ચિંતા નથી. તેઓનો પાળક, પોષક માબાપ, કે ઇશ્વર જે કહો તે ત્યાંજ છેજ. મ૦ ગાંધી ત્યાં છે ત્યાં સુધી અમે તદ્દન નિશ્ચિંત છીએ." મહાત્માજીની સેવાએજ આ વિશ્વાસ દેશપારીઓના હૃદયમાં પ્રેર્યો હતો.

પ્રસંગ ૧૧ મો:—

## બ્હોળું હિંદી કુટુંબ-અભેદ માટે આગ્રહ.

જે સત્યાગ્રહીઓ જેલમાંથી નીકળ્યા બાદ થોડી મુદત બહાર રહેલા, તેઓ બધા ટોલ્સ્ટોય ફાર્મે ઉપર રહેતા. તેમાં હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી અને પારસી; ગુજરાતી, કલકત્તીઆ, મદ્રાસી, અને મુંબઇગરા; બાળક, યુવાન અને વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષ; સર્વે કુટુંબની માફક રહેતાં. સામાન્ય રીતે સંયુકત કુટુંબની કુટુંબભાવનામાં કલ્પાતી સમાનતા, ઉદારતા અને મમતા ત્યાં જણાતાં હતાં. આ હિંદુ નહીં, મુસલમાન નહીં, પારસી નહીં, ખ્રીસ્તિ નહીં પણ ખરેખર હિંદી કુટુંબ હતું. અને તેના પાળક મહાત્માજી હતા. તે કુટુમ્બમાંથી કોઇપણ વ્યક્તિનું આચરણ અન્ય કુટુંબી સાથે

ભેદભાવવાળું જણાતું તો તેથી તેમને ઘણું લાગી આવતું. આવા વર્તન સામે ગાંધીજી પોતાની સખ્ત નાપસંદગી દર્શાવતા. એક વખત એવું બન્યું કેઃ–તેમના વડા ચિરંજીવી ભાઇ હરિલાલ, અને ભાઈ પરાગજીભાઇ ખંડુભાઇ વગેરે મિત્રોએ ફાર્મના બગીચામાં કામ કરીને આવ્યા બાદ ચહા પીધી. આ સત્યાગ્રહી ફાર્મમાં ચહા વપરાતી નહીં. ફક્ત મદ્રાસ સ્રીમંડળનેજ વાપરવાની છૂટ હતી. આ હકીકત ગાંધીજીને કાને આવી. તેમણે તો તે બધા મિત્રોની પૂરી હાજરી લઇ વારાફરતી તેમની જડતી લેવા માંડી.

"પરાગજી, તમે આ શું કરો છો ? તમારાથી ચહા શી રીતે પી શકાય ? મહાત્મા ટૉલસ્ટોયનાં પુસ્તકો વાંચવાં શા ? સત્યાગ્રહ વિષે લાંબા લાંબા નિબંધો લખવા શા ! ભારે ભારે છટાદાર ભાષણ કરવાં શાં ! ગીતાજીના શ્લોક ભણવા શા ! સંયમવ્રતો પાળવાં શાં ! આ બધાં ઉપર તમે તો પાણી ફેરવ્યું !

અને હરિલાલ તને ચહા પીવાનો શોખ થયો ત્યારે તમે ત્રણ જણાઓએજ કેમ પીધી ? મી. નાયડુના છોકરા તેમજ બીજા હતા તેમને કેમ ભૂલી ગયા ? હું જોયા કરૂં છું કે તમો ત્રણમાં કોઇ ચોથાને ભેળવતા નથી. આમ તમારા મનમાં ભેદભાવ કેમ રહી શકયો છે ? હિંદની સેવા આમ અતડા રહેવાથી તો કોઇ દી નથી થઇ શકવાની. સત્યાગ્રહીનું નામ ધારણ કરી ફરવું, વારાફરતી જેલોમાં જવું, જેલમાં પણ અપમાનભર્યા કાયદાની સામે થઈ દિવસોના દિવસો અપવાસ કરવા અને અમલદારોને હંફાવીને જય મેળવવો; એ બધુંએ મારે મન ગૌણ છે. અને જો આપણેજ તે મુજબ વર્તન નહીં કરી શકીએ તો પછી કોની પાસેથી એવી આશા રાખી શકાય ?"

## પ્રસંગ ૧૨ મો:—

## ફીનીક્ષની સંસ્થાઃ દિનચર્યાઃ સુખદુઃખમાં પણ ધીરજ.

સને ૧૯૧૨ની સાલમાં સ્વ. ગોખલે દ. આફ્રિકા ગયા તે વખતે સરકાર પક્ષનું વલણ સુલેહ તરફ જણાયું. અને જે હાડમારીઓનો નિકાલ લાવવાનો હતો તે માટે ત્યાંની યુનીયન પાર્લીમેન્ટમાં હિંદી સવાલની પૂરતી ચર્ચા થવાની હતી. આ શાંતિના વખતમાં મહાત્મા ગાંધીજીએ ટ્રાન્સવાલમાંથી નાતાલમાં આવવાનો વિચાર કર્યો. નાતાલમાં આવી 'ઇંડિયન ઓપિનિયન' છાપાને હાથમાં લઈ તેમાં ઘટતો ફેરફાર કરવાનો વિચાર કર્યો. નાતાલના ડરબન બંદરથી બાર માઇલ દૂર ફિનીક્ષ નામનું રેલ્વે સ્ટેશન છે. તે સ્ટેશનથી અઢી માઇલ દૂર હાલ જયાં 'ઇંડયન ઓપિનિયન' છપાય છે તે જગ્યા છે. તે સંસ્થાની ઉત્પત્તિનો ઇતિહાસ જાણવા જેવો છે. સને ૧૯૦૬ ની સાલમાં મદનજીત નામના ગૃહસ્થ પાસેથી મહાત્માશ્રીએ 'ઈંડિયન ઓપિનિયન' પત્ર અને 'ઇન્ટરનેશનલ પ્રિન્ટીંગ પ્રેસ' એ બન્ને વેચાતાં લીધેલાં. તે વખતે પ્રેસ ડરબન શહેરમાં હતું. પ્રેસ અને પત્ર પોતાની માલકીનું કર્યા બાદ એક પ્રસંગે જોહાન્સબર્ગથી ડરબન આવતાં ટ્રેનમાં પ્રખ્યાત અમેરિકન લેખક જોન રસ્કીનનું " Un to the last " એ નામનું પુસ્તક તેમણે વાંચ્યું. વાંચ્યા બાદ તેમણે ખૂબ વિચાર કર્યો, અને શહેરી જીવનમાંથી ગ્રામ્યજીવનમાં દાખલ થવાનો નિશ્ચય કર્યો. ડરબન પહોંચ્યા બાદ કામ કરનાર કેટલાક મિત્રોને મળ્યા. તેમની સંમતિથી ઉપર જણાવેલી ૨૦૦ એકર જમીનનો ટુકડો લઇ ને ઉપર છુટક છુટક દશેક નાના બંગલાના આકારનાં ટીનનાં ઘર બનાવ્યાં. પ્રેસ માટે મોટું છાપરૂં બનાવ્યું અને કાંઇ પણ ધમાલ કર્યા સિવાય તે નિર્જન જગામાં પ્રેસ લઇને મૂક્યું, એવા

હેતુથી કે પ્રેસમાં કામ કરનારાઓએ જમીન ઉપર ખપ પુરતાં ફળાદિનો બગીચો બનાવી ઉત્પન્ન લેવું અને જે ખૂટે તે પ્રેસમાંથી લઈ પોતાનું ગુજરાન નિભાવવું. પણ જ્યાં સુધી પોતે લાંબી મુદત માટે સ્થાયી રહેવાને ત્યાં નહીં જાય ત્યાં સુધી તે હેતુઓનું પાલન થવું મુશ્કેલ હતું. એ કારણથી તેમણે ટૉલ્સ્ટોય ફાર્મ ત્યજીને ફિનીક્ષમાં મુકામ કર્યો. તેમની સાથે આશરે પચીસ વિદ્યાર્થીઓ પણ હતા. ફિનીક્ષમાં આવી બધી ગોઠવણ કરી દીધી. નીચેના કાર્યક્રમ ઉપરથી ત્યાં ચાલતા કામથી વાચકવર્ગ માહીતગાર થશે. આ બનાવમાં જે હકીકત મારે મુખ્યત્વે કરીને કહેવાની છે તે તો હજી આગળ આવશે.

સવારે ૫ વાગે ઉઠવું: ગાંધીજી જાતે બધાને ઉઠાડતા અને દાતણ આપતા.

૬ વાગે દાતણ પાણી કર્યા બાદ બધી સંસ્થાના બધા રહીશોએ હાથમાં કોદાળી, પાવડા લઇ બગીચામાં કામ કરવા નીકળી પડવું.

૮ વાગે કામમાંથી છુટીને સવારનો નાસ્તો.

૮ાા વાગે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ નિશાળમાં જવું. પોતે પણ શિક્ષકનું કામ કરતા.

૧૦ાા વાગે નિશાળમાંથી છુટીને પાસેના ઝરામાં ન્હાવા જવું.

૧૨ વાગે જમવાનું: ગાંધીજી પોતે પીરસે.

૧૨ાા વાગે વિદ્યાર્થીઓમાંથી થોડા જણ નિશાળમાં જાય. બાકીના પ્રેસમાં કંપોઝીટરનું કામ કરે. કેટલાક ગુજરાતીમાં અને કેટલાક અંગ્રેજીમાં.

૨ાા વાગે નિશાળમાં ગયેલા વિદ્યાર્થીઓ અને શિક્ષકો પ્રેસમાં કામ કરવા જાય અને પ્રેસમાં ગયેલાઓ નિશાળમાં જાય.

પાા વાગે પ્રેસ અને નિશાળમાંથી છુટવાનું.

૭ વાગ્યા સુધી બગીચાનું કામ તથા સાધારણ કામ કર્યા બાદ સાંઝનું વાળુ.

૮ વાગે વાળુ કર્યા બાદ પ્રાર્થના.

૮॥ પ્રાર્થના પછી અર્ધો કલાક સાધારણ વાતચીત.

૧૦ વાગે ઉંઘવાનું.

ઉપર મુજબનો કાર્યક્રમ ચાલતો હતો એમાં કોઈપણ ભાગે ખલેલ પહોંચતી નહીં.

એક દિવસ એવો પ્રસંગ બન્યો કે સવારે નવ વાગે સ્ટેશન ઉપરથી ટપાલના કાગળો આવ્યા, તેમાં હિંદુસ્તાનનો એક તાર હતો. ટપાલ મારા હાથમાં હતી અને ગાંધીજી નિશાળમાં હતા, ત્યાં હું તેમને આપવાને જતો હતો; તેવામાં તેમના ચિરંજીવી ભાઇ મણિલાલે આવીને મારી પાસેથી તાર લીધો. તેમાં શું હશે તે જાણવાને તે ઘણા આતુર હતા. તેમની આતુરતા એટલાજ કારણથી વધેલી કે તેમના કાકા (ગાંધીજીના મોટાભાઇ) ભયંકર બિમારીમાં છે એવી ખબર પત્ર મારફતે તેમણે જાણેલી અને આ તાર કાંઇ માઠા સમાચારનો તો ન હોય એવી શંકાથી ચતુરાઇથી તાર ઉઘાડી, વાંચીને બંધ કર્યો. જાણ્યું કે ગાંધીજીના વડીલ બંધુ સ્વર્ગસ્થ થયા છે! પણ આ વાત શી રીતે જાહેર કરી શકાય? અમે મૂગા રહ્યા. ટપાલના કાગળો અને તાર ગાંધીજીને જઇને આપ્યા. અમને લાગેલું કે તાર વાંચીને તેઓ નિશાળવાળા ઓરડામાંથી બહાર નીકળશે પણ તેમ થયું નહીં. રામાયણમાં વાંચ્યું છે કે શ્રી રામચંદ્રે એક દિવસ રાત્રે પોતાના રાજ્યાભિષેક વિષે સાંભળ્યું ત્યારે તેમની મુખમુદ્રા ગંભીર હતી અને બીજી સવારે પોતાના વનવાસ વિષેનો હુકમ સાંભળ્યો ત્યારે પણ તેમની મુખમુદ્રાપર એજ ગંભીરતા જણાતી. એવું વાંચેલું ખરૂં પણ આંખે અનુભવેલું નહીં. તે ભાગ્ય આજેજ પ્રાપ્ત

થયું. અમે તો આખો દિવસ રાહ જોઇ છતાં કાંઈ પણ ખળભળાટ થયો નહીં. સાંઝે પ્રાર્થના પછી દિવસનો બધો કાર્યક્રમ પૂર્ણ થયા બાદ તેમણે ગમગીની ધારણ કરી અને નિસાસાસહ દુઃખદ સમાચાર સર્વેને સંભળાવ્યા, અને કહ્યું: "આપણા હંમેશના કાર્યક્રમમાં ખલેલ ન પહોંચે તે કારણથી હૃદયની લાગણી દબાવી રાખી કામ ચાલવા દીધું. ચાલતા કાર્યક્રમને અટકાવી બધાંને ખલેલ પહોંચાડવાનો મને શો અધિકાર છે? એવું સમજી મનમાંજ નિશ્ચય કરેલો કે કોઇને જરાપણ શંકા ન થાય એવી મનની સ્થિરતા રાખવી."

સાંભળ્યું છે કે આપણાં "રાષ્ટ્રીય સંમેલનો"માંના એક સંમેલનની બેઠક વેળાએ તેના પ્રમુખને પોતાના એકના એક દીકરાના મરણના દુઃખદ સમાચારનો તાર મળ્યો. તે વાંચી પ્રમુખ સાહેબે પોતાના ખિસ્સામાં મૂકયો. જાણે કે બીનજરૂરી તાર હોય તે મુજબ તે તાર વાંચીને કાંઇપણ ગમગીનીનું ચિહ્ન મુખમુદ્રા ઉપર જણાવેલું નહીં. છેવટે બેઠકનું બધું કામ પુરૂં થયા બાદ તારની હકીકત અન્ય મિત્રોને જણાવેલી. મિત્રોની દીલસોજીનો જવાબ આપતાં તે સાચા આગેવાને જણાવેલું કે "એક સંતાનને ખોવાથી ત્રીશ કરોડ સંતાન મેં મેળવ્યાં છે, તો પછી શોક કરવાનું શું પ્રયોજન? હિંદને આવાં પુત્રરત્ન જોઇએ છે. પ્રભુ, એવા પયગંબરોને આર્યાવતમાં મોકલો!

પ્રસંગ ૬૩ મો:—

## ઇનામી વાર્તા.

લડતની શરૂઆત પહેલાં મહાત્માજી જયારે વિદ્યાર્થીઓ સહિત ફિનીક્ષ સંસ્થામાં રહેતા ત્યારે એક રમુજી બનાવ બનેલો. એક દિવસ એવો વિચાર થયો કે સંસ્થામાં રહેનારા બધાઓએ

એક વાર્તા લખવી. તે વાર્તા અઠવાડીયા બાદ અમુક દિવસે વાંચવી, અને સર્વોત્તમ વાર્તા લખાયેલી હોય તેના લેખકને બધાએ મળીને ઇનામ આપવું. ઈનામની રકમ આશરે અઢી શિલિંગ હતી. વાર્તા લખનાર ત્રીસ જણા હતા એટલે એક એક પેની અને સહેજ વધારે દરેકને ભાગે આવે. વાર્તા લખાઇ. સર્વેએ પોતપોતાની ભિન્નભિન્ન રૂચિ અને સંકલના દર્શાવી. ઘણી મઝા પડી. બધી વાર્તાઓ વંચાઈ રહી. મહાત્માજીએ પરીક્ષકનું પદ લીધેલું. તેમણે પરીક્ષા કરી અને ઈનામ કોને આપવું તે નક્કી કર્યું. પણ બધાએ કેવી રીતે ઇનામની રકમ આપવી તે નક્કી થયું નહીં. જેઓ વિદ્યાર્થી અને શિક્ષકો તરીકે રહેતા હતા તેમણે ઇનામની પોતાને ભાગે આપવાની રકમ ૧/૨ પેની ક્યાંથી લાવીને આપવી ? વિદ્યાર્થીઓ પાસે ખાનગી કાંઇ રહેતું નહીં, અને હોય તોપણ બાપની મીલકતમાંથી કાંઈ આપે એની મનાઇ હતી. શિક્ષકો હતા તે તો વિદ્યાર્થી કરતાં પણ વધારે વિકટ સ્થિતિમાં હતા. કારણ કે તેમની પાસે ખાનગી જેવું કાંઇ રહેતુંજ નહિ. એટલે એક શિક્ષકે એવું જણાવ્યું કે અમે ચાલુ કાર્યક્રમની બહારના વખતમાં પ્રેસનું કામ કરીને તે રકમ પુરી કરી આપીશું.

મહાત્માજી—"એમ કરવું તમને નહિ પાલવે, હું તેમ કેમ કરવા દઉં ? પચીસમો કલાક ક્યાંથી લાવશો ? અને કદાપિ હોય તોપણ તેના ઉપર હક્ક ધરાવનાર હું બેઠો છું, તમારા જીવનની પળેપળ મારી છે. મારી પાસે કામ ઘણું છે. મહેરબાનીની ખાતર અને મારા કામમાં વિક્ષેપ ન આવે તેટલા સારૂ તમને ખાવાપીવાનો, નાવાધોવાનો અને આરામનો પુરતો વખત આપું છું. તમારા ખાનગી કામ માટે એક પળ પણ મારી મરજી વિના રોકી શકો નહિ એવી તમારી ફરજ છે."

હવે શું કરવું ? બધા અચકાયા. સ્તબ્ધ થઇ બેઠા. વળી એક શિક્ષક બોલ્યો:-'એક ટંકનો ખોરાક અમે છોડી દઇએ છીએ.'

મહાત્માજી—"તેમ પણ હું નહિ કરવા દઉં. અપવાસ કરવા બાદ મારા કામમાં સહેજપણ ઢીલ થાય તેનો કોણ જુમ્મેદાર ? અપવાસ કરો છતાં કામ કરવામાં જરાપણ શિથિલ ન બનો એવી શક્તિ તમો બધામાં છે ? તેમ ન બની શકે તો તમે ચોર બનશો. "

એ પણ સત્ય ત્યારે શું કરવું ? ભારે આવી પડી. તેનો નિવેડો શી રીતે આવ્યો હશે ? સમધારણ રસ્તો મહાત્માજીએ સૂચવ્યો કે ખોરાક ત્યજવાનો નહિ પણ ખોરાક લીધા બાદ પાછળથી મુખવાસરૂપે બે નારંગી ખાઓ છો તે ન ખાઓ તો આખા દિવસની ચાર નારંગીથી તમારૂં દરેકનું દેવું વળી જાય. આમ કરવાથી કોઇપણ જાતની ખામી જણાશે નહ. આમાં પેટની જરૂરિઆત નથી ત્યજવાની પણ જીભનો રસ ત્યજવાનો છે. માટે કામ કરવામાં શરીર જરાપણ શિથિલતા નહીં બતાવે.

સંવેને તે વાજબી લાગ્યું અને તે મુજબ સહુએ પોતપોતાનું દેવું ચુકવી દીધું. જેઓ સ્વતંત્ર રહેતા હતા અને પોતાની ખાનગી રકમ આપી શકે તોપણ વાજબી ગણાય તેઓએ પણ એજ રસ્તો લીધો. આમ આનંદ અને મઝામાં અમને અમારી સ્થિતિનું અને ફરજનું એવું સરસ રીતે ભાન થયું કે જે હજારો પુસ્તકો વાંચવાથી ન થાય. આ બનાવની અસર પેલા કુમળા હૃદયના વિદ્યાર્થીઓ ઉપર કેવી થઇ હશે ? પોતાના વિદ્યાર્થીઓનું ચારિત્ર ખીલવવાને આના કરતાં અન્ય સુગમ રસ્તો કયો હોય ?

પ્રસંગ ૧૮ મો: -

## વેરૂલમનું મંદિર.

ફિનીક્ષ જયાં મ૦ ગાંધીજીની સંસ્થા છે ત્યાંથી સાત માઇલ દૂર વેરૂલમ નામે દક્ષિણ કીનારાની રેલ લાઇન ઉપર

એક ગામ છે. તે બાજુના વિભાગનું એ મુખ્ય સ્થળ મણાય છે. આજુબાજુ શેરડીનો પાક ઘણા સારા જથામાં થાય છે જેથી ખાંડ બનાવવાનાં કારખાનાં પણ છે. મુખ્યત્વે કરીને તે પ્રગણામાં રહેતા હિંદુ ખેડુતો તરફથી વેરૂલમમાં હિંદુ મંદિર બાંધવામાં આવ્યું છે, તે મંદિરમાં ગોપાળલાલજીની મૂર્તિઓ પધરાવવામાં આવી છે. મર્હુમ દેશભક્ત ગોખલે સાહેબ નાતાલ પધાર્યા ત્યારે તે મંદિર તૈયાર થયું હતું અને તેના કારભારીઓની એવી ઇચ્છા હતી કે ગોખલે સાહેબને ત્યાં આમંત્રણ કરી તેમના મુબારક હસ્તે મંદિર ખોલવાની ક્રિયા કરાવવી; પણ તેમની નાદુરસ્ત તબીયતને કારણે તે ઇચ્છા બર આવી નહિ. છ માસ પછી ગાંધીજીને મંદિરના કારભારીઓએ આમંત્રણ મોકલ્યું. એમણે તે આમંત્રણ સ્વીકાર્યું. કારભારીઓએ તો ગાંધીજીને વધાવી લેવાને બધી તૈયારી કરવા માંડી. સ્ટેશન ઉપરથી સરઘસ કાઢી મંદિર સુધી જવાની બધી સગવડ કરી. બીજી બાજુ મહાત્માજીએ આશ્રમનાં નાનાં બાળકોને ગાડીમાં મોકલવાનો બંદોબસ્ત કરી જેઓ ચાલી શકે તેઓને લઇને પગ રસ્તે જવાનો ઈરાદો રાખ્યો. આ હકીકતની મંદિરના કારભારીઓને પહેલેજ દિવસે ખબર પડી કે તેઓ તાકીદથી આશ્રમમાં આવ્યા. પગ રસ્તે ન જતાં ગાડીમાં જવાને ગાંધીજીને વિનવવા મંડયા. કારણ પૂછતાં તેઓએ જણાવ્યું કે સ્ટેશન ઉપર હજારો લોકો ભેગા થશે અને આપ ગાડી મારફતે નહિ આવો તો બધા લોકો નિરાશ થશે. ગાંધીજીએ હસતાં હસતાં પૂછ્યું:—'પણ તમે મને લેવાને સ્ટેશન ઉપર જાઓ તેને બદલે પગ રસ્તે સામા આવશો તો વાતો કરતા કરતા રસ્તો કાપશું, અને વળી આનંદ વધારે થશે.' પણ લોકોનો ભારે આગ્રહ હોવાથી અંતે ટ્રેન મારફતે જવાનું કબૂલ કર્યું. બીજે દિવસે ચાલી શકે

એમ આશ્રમવાસીઓ સાથે વેરૂલમના આમલા સ્ટેશન લગી પગે ચાલીને ત્યાંથી ગાડીમાં બેઠા. વેરૂલમમાં હજારો માણુસો ભેગાં થયાં હતાં. ગીરમીટીઆ અને બીજા હિંદીઓ ગાંધીજીનાં દર્શનનો સારો લાભ જાણી એક મેળાની પેઠે ત્યાં ભેગા થયા હતા. નક્કી કરેલા વખતે મંદિર ખોલવાની ક્રિયા શરૂ થઇ. ગાંધીજીના હાથમાં સોનાની કૂંચી આપી. તેઓ હસ્યા. ખોલવાની ક્રિયા બાદ તે નીચે મુજબ હિંદીમાં બોલ્યા. જેની નોંધ કોઇપણ સ્થળે ન હોવાથી અહીં ઉતારવી યોગ્ય ગણાશેઃ—

'પ્રભુનાં દ્વાર સદાયે રાત્રિદિવસ ખુલ્લાંજ હોય છે. છતાં [illegible] હાથે ખોલવાનો ડોળ કરાવ્યો જેથી પ્રભુ હસશે. હું જાણું છું કે પ્રભુના મંદિરનાં દ્વાર ખોલવાનું અભિમાન રાખનાર પાપી ગણાય. છતાં મેં અત્રે આવી તે ખોલવાની ક્રિયા કરવાનું કબૂલ કરેલું અને તે પ્રમાણે કર્યું. એ બધુંયે મંદિરના કારભારીઓના મારા તરફના સ્નેહથી પ્રેરાઇનેજ મેં કર્યું છે. વળી આજકાલ આવાં મંદિરો અનાચારના અખાડા થઈ પડયાં છે એદીઓનાં એદીખાનાં થયાં છે, એ પણ હું જાણું છું. ભવિષ્યમાં આ મંદિર પણ એમાંનું એક થાય, અને પ્રભુને બદલે એ મંદિરમાં દુરાચારીઓ વાસો થાય તો હું પણ પાપમાં આવી પડવાનો. તે માટે મારે પ્રાયશ્ચિત ભોગવવું પડશે. પ્રભુ એવો પ્રસંગ ન લાવે એવી મારી પ્રાર્થના છે. મંદિરના કારભારીઓને હું જાતે ઓળખું છું. તેમના ઉપર મને શ્રદ્ધા છે, છતાં મને તેઓને પણ કહેવા દો કે તમારી બેકાળજીથી આ મંદિર પ્રભુનું નહિ રહે અને સેતાનનું થશે તો તમારે એનાં માઠાં ફળ ભોગવવાં પડશે.

આ મંદિરનું તાળું ખોલવાને મને સોનાની ચાવી આપી છે. ચાંદીનું તાળું અને સોનાની ચાવીએ મારા હૃદયમાં ભારે

ગ્રથડો મચાવ્યો છે. મારે તે તાળાકુંચીને કઇ તીજોરીમાં મૂકવાં? હિંદુસ્તાન હું જઇશ ત્યાં મારે માટે ઝુંપડી પણ હશે કે કેમ તેની મને શંકા છે. તો પછી આ ચાંદીનું તાળું અને સોનાની કુંચી કયાં મૂકવાં કે જેથી ચોર ચોરી જાય નહીં? ખરેખર મને લાગે છે કે અહીં બોલાવીને તમે મને ગુણ કરવાને બદલે અવગુણ કર્યો છે.

વળી આ શ્રીમદ્ ગીતાજીનું પુસ્તક જોઇને મને ઘણું હસવું આવે છે. તે પુસ્તકનાં પૂઠાં ચાંદીથી મઢીને તે ઉપર સોનાની કાંગરી મૂકી છે. પવિત્ર ગીતાજીને સોના રૂપાથી મઢીને અપવિત્ર બનાવી છે, એ તમારી ભેટને મારે શું કરવી? જ્યારે જ્યારે આ તમારૂં આપેલું ગીતાજીનું પુસ્તક હું વાંચવા બેસીશ ત્યારે ત્યારે શ્રીકૃષ્ણ ભગવાનના નિષ્કામ કર્મયોગના શિક્ષણની અને મારી વચ્ચે આ સોનું અને આ ચાંદી આવીને ઉભાં રહેશે; અને મારા મનને ચલિત કરશે. મને તો લાગે છે કે મને ગીતાજીનું પુસ્તક ભેટ આપો, તેના કરતાં મારૂં હૃદય ગીતાજીમય થઇ જાય એવી નિખાલસ હૃદયની દુવા આપી હોત તો મારૂં વધારે કલ્યાણ થાત. મારી આ આકરી ટીકાથી દુખિત થશો નહિ. તમારી એ નજીવી ભૂલો તમારા મારી તરફના સ્નેહ આગળ ઢંકાઇ જાય છે, અને તેથીજ સ્નેહથી આપેલી ભેટો હું સ્નેહભાવે સ્વીકારીશ."

<u>પ્રસંગ ૧૫ મોઃ—</u>

## પંદર દિવસના ઉપવાસ.

મહાન પુરૂષોના જીવનમાં કેટલાક બનાવો એવા ગંભીર હોય છે કે સાધારણ માણસથી તે સમજી શકાય નહિ. તે પ્રસંગોમાં અમુક તત્વ એટલાં સંપૂર્ણ અંશે હોય છે કે સમાજના સાધારણ

વર્ગને તેવા પ્રસંગોથી ઘડાએલું મહાન પુરૂષોનું જીવન વિચિત્ર લાગે છે. ગાંધીજીનું જીવન પણ આમ વિચિત્ર છે એવું ઘણુ હિંદીઓના તેમજ વિદેશીઓના મ્હોંએ મેં સાંભળેલું છે. જીજ્ઞાસુવૃત્તિથી અને શ્રદ્ધાથી તેઓના પરિચયમાં આવનારાઓ સિવાય અન્ય ચિકિત્સાપ્રિય માણસને પણ તેની વૃત્તિને અનુકૂળ ખોરાક મળી શકે એવું ગાંધીજીનું જીવન છે. આત્માની અડગતા અને તેની અજીત શક્તિમાં તેઓને એટલી સંપૂર્ણ શ્રદ્ધા છે કે સાધારણ કાર્યક્રમમાં પણ તેમને તેની પ્રતીતિ થયાં કરે છે. આ વિષે એક દાખલો આપવો અત્રે બસ થશે. પોતાની પાસે રહેનાર વિદ્યાર્થીઓમાંથી કોઇ, અગર અન્ય પરિચિત પાત્ર કાંઇ ગુન્હો કરે—હેતપૂર્વક ગુન્હો કરે—તો તેથી તેમને મહા દુઃખ થાય છે. "માણસ સાચો હોય તો તેની સામે ગમે તેવો જૂઠો માણસ પણ અસત્ય ન બોલી શકે—તેની હિમ્મતજ ન ચાલે. નિર્દોષ હૃદય પાસે દોષિત માણસ ટકી શકે નહિ. તે કાંઇ પણ દોષ કરીજ શકે નહિ." આ નિશ્ચય તેમના હૃદયમાં એવો ઠસી ગયો છે કે પોતાની પાસે રહેનાર કોઇ પાત્ર ગુન્હો કરતું તો તે બદલ તેઓ પોતાનેજ ગુન્હેગાર માનતા અને પોતે ચોક્કસપણે કહેતા કે 'મારામાં એટલું બધું અસત્ય ભરાઇ રહ્યું છે કે જેઓને મેં મારાં માન્યાં છે, અને જેઓ ઉપર મ્હને શ્રદ્ધા છે, તેઓ પણ આમ મને ભૂલાવો આપીને અસત્ય આચરણ આચરી શકે છે!' મને યાદ છે કે કોઇ વિદ્યાર્થી અસત્ય બોલ્યો હોય, અગર તેણે કંઇ ગુન્હો કર્યો હોય તો તે બદલ મહાત્માજીએ અપવાસ કર્યોજ હોય! પરંતુ બધાજ વિદ્યાર્થીઓના સંબંધમાં આમ બનતું નહિ. જે વ્યક્તિને માટે ધારેલું હોય તેના તરફથી એવું આચરણ થતું ત્યારે પોતે આ પ્રમાણે અપવાસ કરતા અને હજી પણ તેમ કરે છે. એક પ્રસંગે એવું બન્યું કે એક વ્યક્તિથી અમુક ગુન્હો

થયો. તે ગુન્હો અચાનક નહિ પણ હેતપૂર્વક થએલો હતો. આ માટે મહાત્માજીએ પંદર દિવસના અપવાસ કરવાનો નિશ્ચય કર્યો. તેમનો નિશ્ચય એટલે ભીષ્મપ્રતિજ્ઞા! ભીષ્મપ્રતિજ્ઞા વિષે આપણે વાંચ્યું તો છેજ; પણ અહીં તેનો સાક્ષાત્કાર થાય છે. એટલે આપણા હૃદયપર ભીષ્મપિતાની ભીષ્મપ્રતિજ્ઞા કરતાં પણ ભારે અસર થાય છે. આ પ્રસંગે શ્રીમતી કસ્તુરબા ઘણાં બિમાર હતાં. ગાંધીજી પંદર દિવસના અપવાસ કરે છે તે હકીકત સાંભળતાંજ તે હૃદયને કેવી અસર થશે, એનો ભય ચારે તરફ પસરી રહ્યો, અને પંદર દિવસના અપવાસની વાતથી બધાં ત્રાસી ગયાં. કેટલાકને ભય લાગ્યો કે રખેને ગાંધીજીનું પિંજરવત્ અશક્ત શરીર પડી જાય! વળી તેઓ પોતે અપવાસ કરે તો તેમનાં પત્ની શી રીતે ખાય! અને તેમનું શું થાય! આમ શ્રીમતી કસ્તુરબાના જીવન વિષેનો શક તો ગાંધીજીને પણ આવ્યો. આ દિવસે આખા ફિનીક્ષમાં દીલગીરી પ્રસરી ગઇ. સાંજે પ્રાર્થના કરતી વખતે બધાં એકત્ર મળીને પોતપોતાનાં હૃદય ખોલવા બેઠાં તે પ્રસંગે જે વાતચીત થઈ તે એક નોંધમાંથી ઉતારી લઉં છું:—

"........પૂ. બાપુજીએ પોતાની પ્રતિજ્ઞા પાળવાનો નિશ્ચય કર્યો છે."

"મેં કહ્યું—'બાપુ,' હમણાં અપવાસ ન કરવા પણ થોડા દિવસ પછી કરવા એવી મારી વિનતિ છે."

"તમે કહો છો તે ખરૂં છે. ભાઇ! બા ( તેમનાં પત્ની ) હાલમાં સારી સ્થિતિમાં નથી. તે ઘણી લાગણીવાળી છે. મારા પંદર દિવસના અપવાસથી તેને એટલું બધું દુઃખ થાય કે કદાપિ તેનું મૃત્યુ નીપજે. આ હું જાણું છું. પણ મારે તેથી શા માટે અટકવું? બાના જીવન માટે મ્હને શા માટે મોહ હોવો જોઇએ?

પ્રભુઇચ્છા એવી હશે તો એમ ભલે થાય. બાનું તેમાં કલ્યાણ છે. અને બીજી હકીકતો માટે પણ મારે વિચારવાનું નથી. મારે તો મોહાસક્તિ રાખ્યા સિવાય મારો ધર્મ બજાવવાનો છે. વળી આ શરીરનો શો ભરોસો છે ? બે દિવસ પછી પડે તો મારી કરેલી પ્રતિજ્ઞા નજ પળાયને ? પ્રતિજ્ઞા પાળતાં મરવું એ ધર્મ છે. કરેલી પ્રતિજ્ઞા પાળ્યા પહેલાં મરાય તો જીવની અવગતિ થાય. માટે કરેલી પ્રતિજ્ઞા આ પળેજ પળાવી જોઇએ. છતાં થોડા દિવસ સુધી અપવાસ કરવાનું મુલતવી રાખું તો તે તેટલે અંશે મારી નિર્બળતા સૂચવે છે. બાને સમજાવાય તો ઠીક. ”

ઉપર મુજબ જવાબ મળતાં બધા સ્તબ્ધ થયા. ગાંધીજી આગળ બોલ્યા:–“હું મારી પ્રતિજ્ઞા પાળું છતાં મારૂં જોર ટકાવી શકું એવી તમો બધાની ઇચ્છા હોવી જોઇએ, અને તેમ કરવાનો એકજ માર્ગ છે. તમે મારા પ્રતિજ્ઞા તોડાવવાની હઠ લેશો તેથી મારૂં જોર પડી ભાગવાનું. હું પ્રતિજ્ઞા તો નહિજ તોડું, પણ મને તમારી વર્તણુકથી અસહ્ય વેદના થશે. મારી પેઠે તમે પણ મારી સાથે અપવાસ કરશો તો તમારો અપવાસ નિરર્થક છે. તમારા અપવાસો તામસી હોઇ તેની મારા ઉપર કાંઇ અસર થશે નહિ એટલુંજ નહિ, પણ તે તમને પોતાને પણ લાભપ્રદ નથી. વળી તેથી ઉલટું અકલ્યાણ થશે, કારણ કે પ્રેસનું, નિશાળનું અને ખેતીનું જે કામ કરવાનું છે તેમાંથી ચૂકતાં અધર્મ ઉભો થશે. માટે મને નિભાવી રાખવાનો એકજ રસ્તો છે. બહુજ ખુશમિજાજમાં રહીને ઉત્સાહથી ચાલુ કાર્યક્રમ પ્રમાણે કામ કરો. તેમાં જરા પણ આનંદમાં રહીશ. મારા અપવાસ મને જણાશે નહિ. તમારાં હસમુખાં મ્હોં અને તમારો ઉત્સાહ જોઇ મારા પંદર દિવસો પંદર પળની પેઠે ઉતાવળા વહી જશે. ”

શાંત ચિત્તે બધાંએ સાંભળ્યું. ત્યાંથી ઉઠયાં. પથારીવશ

થયાં. બીજે દિવસે સવારથી અપવાસ શરૂ થયા. જાણે કોઇ બન્યું જ નથી તેમ સહુ જણ પોતપોતાનું કામ કરવા લાગ્યાં. સ્નેહની સાર્થકતા સ્નેહીની ઇચ્છા મુજબના વર્તનમાં છે, એ આદર્શ આશ્રમવાસીઓના હૃદયમાં જ હતો. પૂર્ણ ઉત્સાહથી પંદર દિવસ સંપૂર્ણ થયા. બપોરે અગિયાર વાગે બાપુજીએ ખોરાક લીધો. એક નારંગીનો રસ, અને પપૈયાના રસમાં લીંબુનો રસ નાંખીને તેના થોડા ચમચા માત્ર લીધા. ખોરાક લીધા પહેલાં એક આશ્રમવાસી પાસે ભક્તકવિ નરસિંહ મહેતાનું નીચેનું ભજન ગવડાવ્યું:—

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણેરે !
પરદુઃખે ઉપકાર કરે તોએ મન અભિમાન ન આણેરે-વૈષ્ણવ૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધનધન જનની તેની રે-વૈષ્ણવ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વાથકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે-વૈષ્ણવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામસું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે-વૈષ્ણવ૦

વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યાં રે;
કહે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે-વૈષ્ણવ૦

આ પ્રસંગના અંતમાં અપવાસ પછીની ગાંધીજીની સ્થિતિનો ચિતાર નીચેના ઉતારા ઉપરથી જણાશે.

વૈશાખ વદ, ૧૪, શનિવાર સં૦ ૧૯૭૦.

"આજે બાપુએ અપવાસ છોડયાં સાત દિવસ થયા. તેમને [illegible] થઇ: [illegible] જાય. એ અપવાસ દરમિયાન

પોતે ઘણું વિચાર્યું. પોતાના રસ્તામાં અને ભોગવાતી જીંદગીમાં ઘણા સખ્ત થયા. હવે તેમને મોજશોખ નરકસમાન લાગે છે. ભવ્ય દેખાવો પ્રારસ સમાન જણાય છે. ભોગવિલાસની સામગ્રી જોતાંજ તેમને કંટાળો થઈ આવે છે. આ બધું ગઈ કાલના બનાવ ઉપરથી જોઇ શકાય છે. પરમ દિવસે પુ૦ કે૦-જોહાન્સબર્ગથી આવ્યા. બાપુએ જોયું કે તે ખોરાકમાં પણ પછાત પડયા છે એટલે કે સ્વાદને આધીન થઇને ઘણો ખર્ચાળ ખોરાક લે છે. આ તેમજ બીજી વાતો પણ બાપુએ તેમની સાથે કરી. તેમના ઉપર ઘણા ગુસ્સે થયા. ગઇ કાલે સાંજે પ્રાર્થના વખતે બધાંને તે વિષયમાં બાપુએ કહ્યું–"આજે મને ઉપરાઉપરી ઘા વાગ્યા છે. ગત ૨૪ કલાકમાં કંઈ કંઇ બનાવો બની ગયા છે જેથી મારૂં હૃદય થાકી ગયું છે–કંટાળી ગયું છે. મારો સ્વભાવ આખો દિવસ ગુસ્સાથી ભરપૂર રહ્યો છે. કોઇની વાત મને ગમતી ન હતી. કાલે રાત્રે કે,—ને મેં ભારે કહ્યું. એવા સખ્ત શબ્દો કહેવા પડયા કે તે પોતે ન્હાના બાળક માફક રોયા. મેં તેમને કહ્યું કે તમારે આમજ વર્તવું હોય તો મારાથી છુટા થાઓ. ( મારી સાથનો મિત્રતાનો સંબંધ છોડી દો ) તમારી મોજમજા હું નહિ સહન કરી શકું. મારી પાસે તરવારની ધાર ઉપર ચાલવાનું છે. વળી આજે ભાઈ જ—ને પણ મારી પાસે રોવું પડયું. આ બધા ઉપરથી જોઇ શકાશે કે હું ઘણો સખત થયો છું. સખત થાઉં છું તે તમારા માટેજ ! ફિનીક્ષની જીંદગી ગુજારવી હવે ઘણી મુશ્કેલ છે. માટે હું બધાં નાનેરાંઓ તેમજ મોટેરાંઓને કહું છું કે તમે અહીં સમજીને રહો. મી. ગોખલે, મી. એન્ડ્રુસ અને મી. પીઅરસન જેવાઓ અહીંના જીવન માટે ભારે ભારે બોલી ગયા છે, તેનું કારણ પણ અહીંનું શિક્ષણ છે. તમે ગીતાજીના શ્લોક પાઠે કરી જશો તેથી હું રાજી નહીં થાઉં.

તમે ઇતિહાસ શીખો કે નહીં, ગણિત ભણો કે નહીં, સંસ્કૃત ભણો કે નહીં, તેની મને કાંઇપણ દરકાર નથી; પણ તમે સંયમવૃત્તિ ધારણ કરો એ જરૂરનું છે એ મારે જોઇએ છે. હું માણસનો ગુલામ થવાને ઇચ્છીશ, પણ મ્હારા મનનો ગુલામ થવા નહિ ઇચ્છું. મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી. માટે સમજીને મનને નિયમમાં રાખતાં શીખો. આવીજ સ્થિતિમાં તમે મારી પાસે રહી શકશો, નહીં તો મારે કોઇની જરૂર નથી. હું તમને કોઇને શીખવવાનું અભિમાન પણ રાખતો નથી. મારી પાસે એક શિષ્ય છે કે જેને શીખવવું એ ભારેમાં ભારે કામ છે. તેને શિક્ષણ આપવાથીજ હું તમારૂં, હિંદનું, કે માનવજાતનું ભલું કરી શકીશ. તે શિષ્ય હું પોતેજ છું, જેને હું મારૂં મન કહું છું. આમ બધા પોતાને પોતાનાજ શિષ્યો બનાવશે, અગર બનાવવા ખંત જીગરથી પ્રયત્ન કરશે તેઓજ અહીં રહેવાને લાયક છે. આ જીંદગી જેનાથી ના જીરવાય તે અહીં ન રહે એ બહેતર છે. તે અહીંથી છુટો થાય તો તેણે ઠીક કર્યું કહેવાય. તેમાંજ તેનું હિત સમાએલું છે, પણ સમજયા સિવાય, હેતુપૂર્વક જીવન નહીં ગુજારતાં યંત્ર માફક જીવવું એ પાપ છે. એવું પાપ તમે કરો એવું હું નથી ઇચ્છતો."

પ્રસંગ ૧૬ મો:—

## સોબતીની સંખ્યાની બેપરવા.

દ. આફ્રિકાના હિંદીઓ ઉપર જે જુલ્મ થતો હતો તે અસહ્ય થઇ પડયો. તેઓના ઉપર ઘણી બદનામી મુકાવા માંડી, અને આમ તેમની કીર્તિને હેઠે પાડી, પજવણી કરી, અવનવા કાયદા ઘડી હિંદીઓને દ. આફ્રિકામાંથી નાબુદ કરવાના અનેક છળપ્રપંચ થવા માંડયા. હિંદીઓને ફકત એકજ આંખ હતી

અને તે ગાંધીજી. આ મૂંગા દુઃખોના ઉપાય તરીકે ગાંધીજીને સત્યાગ્રહ એ એકજ સાચો ઉપાય હાથ લાગ્યો. સત્યાગ્રહની શરૂઆત ૧૯૧૩ ની સાલમાં થઇ. ત્રણ વખત સુલેહ થઇ અને ત્રણ વખત શરૂઆત થઇ. છેલ્લી અને સર્વેથી વધારે પ્રખ્યાત જગજાહેર લડત ૧૯૧૩ના સપ્ટેમ્બર માસમાં આરંભાઈ. ગત સાત વર્ષમાં હજારો સત્યાગ્રહીઓએ જેલ ભોગવેલી. ઘણા વેપારીઓએ પોતાનો વેપાર ખોએલો. આમ લડત લંબાયાથી કેટલાક સત્યાગ્રહમાંની પોતાની શ્રદ્ધા ખોઇ બેઠા. જ્યારે ગાંધીજીને જણાયું કે યુનીઅન સરકાર (દક્ષિણ આફ્રિકાની સરકાર) કાંઈ કરી શકે તેમ નથી અને હવે તો લડતની શરૂઆત કરવીજ પડશે, ત્યારે પોતે જોહાન્સબર્ગ ગયા ને ત્યાં સત્યાગ્રહી મિત્રોને ભેગા કર્યા ને બધી હકીકત જણાવી. બધું સાંભળીને કેટલાક ભયભીત થયા, કેટલાક ઉત્તેજિત થયા. જે લડતમાં આજદિન સુધી હજારો સામેલ થયેલા તેમાંના આ વખતે હવે ગણ્યા ગાંઠયાં જ તૈયાર છે, એવું તેમણે જોયું. એકંદરે આંગળીના વેઢા ઉપર ગણતાં ફક્ત ત્રીસ સત્યાગ્રહી વીરો તૈયાર હતા, પણ તે લેભાગુ નહોતા. ગાંધીજીને તે ત્રીસમાં એટલી શ્રદ્ધા હતી કે લડતમાં તેઓનું મરણ થશે તોપણ પાછા હઠવાના નથી. સત્યાગ્રહીઓની ખાનગી સભામાં જે ઉદ્‌ગાર તેમણે કહાડયા હતા તે આપણે હૃદયપટ ઉપર લખી રાખવા જેવા છે.

'હું નહોતો જાણતો કે સરકાર આમ દગો દેશે, અને ગોખલે સાહેબને જૂઠા પાડશે. આપણને દગો દીધો તેનું મને નથી લાગતું, પણ ગોખલે સાહેબનું અપમાન મારાથી સહ્યું જતું નથી. સરકારના પ્રધાન મંડળે હિંદીઓ ઉપરનો ત્રણ પાઉંડનો કર નાબુદ કરવાનું ગોખલે સાહેબને વચન આપ્યું છતાં છળપ્રપંચ રમી કર નાબુદ ન કર્યો એમાં પ્રધાનમંડળે ગોખલે સાહે-

બનું અપમાન કર્યું છે. ગોખલે સાહેબનું અપમાન તે હિંદનું અપમાન સમજું છું. વળી વધુમાં હિંદી ધર્મો પ્રમાણે થયેલાં લગ્નો ગેરકાયદેસર ઠરાવી સરકારે આપણી સ્ત્રીઓના વર્તન ઉપર આક્ષેપ મૂક્યો છે. આપણા ધર્મોનો ઇન્કાર કર્યો છે. આપણે સરકારનું આ વલણ કબુલ રાખવું છે? આપણી સ્ત્રીઓને આપણી પત્નીઓ નહીં પણ રાખ ઠેરવવી છે? આપણાં છોકરાંને આપણાં વારસ નહીં ઠેરવતાં મીલકતના માલીક સરકારને કરીશું? દક્ષિણ આફ્રિકામાંથી આપણો સદન્તર નાશ થવા દેવો છે? આ બધું સરકારે ઇચ્છયું છે. આપણે નમાલા થઇ તેમ થવા દઇશું? મારી સોબતે કેટલી સંખ્યા છે તેની મને પરવા નથી. મારી લડત સત્યની છે એટલુંજ કારણ મારે માટે બસ છે. ગોખલે સાહેબનું અપમાન મને અસહ્ય થઇ પડયું છે. એમના માનને ખાતર પણ જીવનનો ભોગ આપવો એ મારી ફરજ સમજું છું. મારી સાથે કોઇ નહીં રહે તેથી હું પાછો હઠનાર નથી. હું એકલો ઝંપલાવીશ. મારૂં માગવું સરકાર જ્યાં સુધી નહીં આપે ત્યાં સુધી ઘેલો થઇ ઘેર ઘેર અને બારણે બારણે ભટકીશ, અને તેમાં અંતે મત્યુ આવશે તો આનંદથી ભેટીશ; પણ હિંદનું આ અપમાન હું સહન નહીં કરૂં. આપ બધાને રૂચે તો તમે પણ સામેલ થશો."

સત્યાગ્રહની લડત શરૂ કરવાનો નિશ્ચય તેઓ કરી જોહાન્સબર્ગથી ફિનીક્ષ ગયા. ત્યાંથી એક સત્યાગ્રહીને કાગળ લખતાં પોતે લખ્યું હતું કે "સત્ય ઉપર મને દઢ શ્રદ્ધા છે. અને આ સત્યની લડતમાં તમે જોઇ શકશો કે સ્વર્ગમાંથી દેવોને પણ આપણે પૃથ્વી ઉપર ઉતારશું."

પ્રસંગ ૧૭ મો:—

## કસ્તુરબા જેલજાત્રાએ

ઉપર જણાવેલ સત્યાગ્રહની લડત શરૂ કરવાનો નિશ્ચય કરીને ગાંધીજી ફિનીક્ષથી નાટાલમાં પાછા ફર્યા. આખા દિવસનો કાર્યક્રમ પૂર્ણ થયા બાદ દરરોજ સાંજે પ્રાર્થના કર્યા પછી રાજકીય ચર્ચા થતી. તેમાં ગાંધીજી આશ્રમમાં રહેતા ને બધાઓને પુરેપુરી હકીકત સમજાવતા. સરકારની આપણા તરફની વર્તણુક, તેમાં ઉભી થયેલી મુશ્કેલીઓ, કાયદેસર શું હોવું જોઇએ તેની બાતમી, સરકારપક્ષી તથા પ્રજાપક્ષી ગૃહસ્થોની હીલચાલ, સરકાર સાથે ચાલેલો પત્રવ્યવહાર, સરકાર કેવી બાજી રમે છે તેનુ બ્યાન, સત્યાગ્રહની લડત કયારે શરૂ કરવી? કેવી રીતે કરવી? જેલમાં કેવી વર્તણુક ચાલે છે? અન્યાયી વર્તણુક સામે શું કરવું? જેલમાંથી બહાર નીકળ્યા બાદ શું કરવું? પાછા જેલમાં કયારે જવું? વગેરે અનેક હકીકતોના ખુલાસા ગાંધીજી આશ્રમવાસીઓને કરતા. અને જરૂરની સૂચનાઓ આપતા. આમ ઘણા માસ સુધીના અભ્યાસથી જે ન થઇ શકે તે દરરોજની પ્રાર્થના પછીની એકાદ કલાકની વાતોથી પોતાની જેલની બધી સામગ્રી બાંધી લીધી અને તૈયાર થયા. આમાં કસ્તુરબા માટે ગાંધીજીએ ખાસ પ્રયત્ન કર્યો. તેની જરૂર પણ હતી. શરૂઆતમાં સને ૧૯૧૩ માં કેપટાઉનની હાઇકોર્ટના એક જડજ સાહેબે સરકારની પ્રેરણાથી હિંદી કોમનું ઉંધું મારવાનું કામ હાથમાં લીધું. એક મુસલમાન સ્ત્રી હિંદુસ્તાનથી ત્યાં ગઇ. તેનો પતિ કેપટાઉનમાં રહેતો હતો. સરકારે તેને અંદર દાખલ થવા દીધી નહિ. અપીલમાં તેનો કેસ કોર્ટમાં ચાલ્યો. ત્યાં ન્યાયનું તાજવું લઇને બ્રિટીશ ન્યાયાસન ઉપર બેસનાર ન્યાયમૂર્તિએ એવો ચુકાદો આપ્યો કે "આ

મુસલમાન સ્ત્રીનું લગ્ન હિંદીધર્મની ક્રિયા મુજબ કરવામાં આવ્યું છે. પણ જે લગ્ન ખ્રીસ્તિધર્મની ક્રિયાનુસાર થયાં ન હોય તે આ યુનીયન સરકારને મંજુર નથી. તેથી આવાં લગ્નો આ કોર્ટ ગેરકાયદેસર ગણે છે. હિંદી સ્ત્રીઓ પોતાના પતિની કાયદેસર પત્નીઓ કહી શકાય નહિ. આવા કારણ પરત્વે આ બાઈ કેપકોલોનીમાં દાખલ થઇ શકે નહિ." આ ચુકાદાથી તો હિંદી કોમનો સદન્તર નાશ હતો. એટલુંજ નહિ પણ કાયદેસર વારસ નહિ ઠરવાથી હિંદી મીલકતનો વારસ સરકારજ થઈ શકે. વળી હિંદી ધર્મોનું અને હિંદી સ્ત્રીઓનું પણ આમાં હડહડતું અપમાન હતું. વધુમાં આ ચુકાદા પછી 'યુનીયન પાર્લામેન્ટ' ભરાઈ તેમાં પણ આવોજ કાયદો સરકારે પસાર કર્યો. ગાંધીજી સરકારની આ બૂરી ઇચ્છા સમજી ગયા અને આમ નજ થવું જોઇએ એવી સરકાર પાસે માગણી કરવા છતાં કાંઈ બની શક્યું નહિ. આ પ્રશ્ન એવો ભારી હતો કે એકની ખાતર પણ સત્યાગ્રહની લડત ચલાવવી જોઇએ. આમાં સ્ત્રીઓએ પણ ભાગ લેવો જોઇએ. પ્રથમ કસ્તુરબા તૈયાર થાય એવી તેમની પ્રબળ ઇચ્છા હતી. તે ઇચ્છાના પ્રથમ પ્રયત્નમાં જે વાતો માતુશ્રી કસ્તુરબા સાથે થઇ તેજ આ પ્રસંગમાં મુખ્યત્વે જણાવવાની છે. છતાં તે આપ્યા પહેલાં ઉપરની હકીકત જરૂરની ધારી પ્રસ્તાવરૂપે આપી તે માટે વાચકોની ક્ષમા યાચીશ.

એક દિવસે-આસરે સને ૧૯૧૩ ના ઑગસ્ટ માસના દિવસોમાં-સવારે બાપુજી અને કસ્તુરબા બન્ને જણ રસોડામાં હતાં. વિદ્યાર્થીઓ તેમજ અન્ય મળીને ત્રીસથી પાંત્રીસ જણની રસોઈ થતી. તે રસોઇ કરવામાં ગાંધીજી અને કસ્તુરબા પણ સામેલ થતાં. મને એમ યાદ છે કે કસ્તુરબા રોટલી વણતાં હતાં, અને ગાંધીજી રસોડામાં પરચુરણ કામ કરતા. આ પ્રસંગે ગાંધીજીએ હસતાં હસતાં

કહ્યું:–"તને એક હકીકત કહું? તું ગુસ્સે તો નહિજ થાય ને?"

"તમારા ઉપર ગુસ્સો? શા કારણે? હું કયારે તમારા ઉપર ગુસ્સો કરૂં છું?"

"ના મારા ઉપર નહિ, સરકાર ઉપર."

"સરકાર ઉપર? મને સમજણ પડતી નથી કે હું શા માટે સરકાર ઉપર ગુસ્સો કરૂં?"

"કારણ કે સરકાર એવું કહે છે કે તું મારી ઓરત નહિ પણ રાખ (રાખેલી સ્ત્રી) છે."

"કહ્યું સરકારે! તેનું કપાળ! સરકારને તેવું કયાંથી સૂઝે છે! સ્મટ્સ નિર્લજ જણાય છે. તેનું તો માથું ફોડે તેજ દાવનો છે."

"શું કરવું તે તમે સ્ત્રીઓએ જોવાનું છે. અમે અમારૂં ફોડી લઇએ છીએ. હવે તમારા ઉપર ધાડ આવી છે. તેનો ઉપાય તમે સ્ત્રીઓ કરો."

"અમે શું કરીએ! અમારાથી શું થાય?"

"ઓહો! તમારાથી ઘણું થાય. અમે જે ન કરી શકીએ તે બધું તમારાથી થાય."

"કહો ત્યારે શું થાય?"

"હું કહું તો તું માનીશ? મ્હારા બતાવ્યે રસ્તે તું જઇશ?"

"થાય તેવું હશે તો જરૂર માનીશ, કહો તો ખરા?"

"અમે જેમ સરકાર સાથે લડીએ છીએ તેમ તમે પણ લડો."

"તમે શું લડો છો? તમે તો જેલમાં જઇને બેસો છો."

"તમે પણ જેલમાં જાઓ. અને સહુથી પ્રથમ તું જા."

"જેલમાં જવાય? સ્ત્રીઓ જેલમાં જઇ શકે?"

" હા, સ્ત્રીઓ તેથી પણ વધારે દુઃખ વેઠી શકે છે. તું એમ તો માને છે ને કે આપણી લડત સત્યની છે ? "

"હા, હું એમ માનું છું. જનરલ સ્મટસ આપણને નાહક સતાવે છે. "

"તો સત્યને ખાતર આપણે શું દુઃખ ન ઉઠાવી શકીએ ? સત્યવાદી હરિશ્ચન્દ્ર રાજાએ સત્યની ખાતર રાજપાટ તજ્યું, ભૂખમરાથી ટળવળ્યા, અંતે તેજ સત્યને ખાતર પોતાના રોહીદાસ દીકરાને વેચ્યો, પોતાની તારામતી સ્ત્રીને વેચી, છોકરો તથા તારામતી બન્ને રાજી ખુશીથી વેચાયાં, અસહ્ય દુઃખ વેઠવું પડયું. આવું દુઃખ આપણે નથીજ સહન કરી શકવાનાં. એવા મહાપુરૂષોને એવાં દુઃખ પડયાં તો આપણે શી વિસાતમાં ?"

"પણ એ કયાં અને આપણે કયાં ? તે તો દેવ પુરૂષ જેવાં."

અને આપણે તેમનાં છોકરાં પણ દેવ પુરૂષ જેવાં ઇચ્છીએ તો થઇએ. તેમણે તેનું જોર ન બતાવ્યું હત, તો દેવ પુરૂષ જેવાં ન મનાત. તારામતીના કુળની તું અને હરિશ્ચન્દ્રના કુળનો હું આપણે પણ તેજ રસ્તે જઈ શકીએ. વળી જો આપણા ધર્મ મુજબ તો જયાં હું ત્યાં તું, અને તુ ત્યાં હું હોવાં જોઇએ. નળ પાછળ દમયંતી ગઇ, સાત દિવસોના અપવાસ સહ્યા, જંગલમાં ભમી. પારધિનો ત્રાસ સહ્યો, માસીને ત્યાં છુપી રહીને ગુલામી કરી. આ બધું આપણે કેમ ન કરી શકીએ ? દમયંતીએ જે કર્યું છે તેવો તારો ધર્મ નથી ? અને પછી મારી સ્ત્રી નહિ પણ સરકાર કહે છે તેમ મારો રાખ થવું હોય તો તારે કાંઇ સહન કરવાનું રહેતું નથી. બોલ ત્યારે તારે મારી રાખ થવું છે કે પત્ની થવું છે ? રાખ થવું હોય તો કાંઇપણ કહેવાનું નથી, પત્ની થવું હોય તો મરવું પડશે. શું પસંદ છે ? "

" રાખ તો નહિજ." કસ્તુરબાએ દઢ નિશ્ચયપૂર્વક કહ્યું–

"તો અમારી સાથે જેલમાં જવા તૈયાર થા."

"તમે જશો અને કહેશો તો અમારો છુટકો છે ?"

"કેમ હા છે ને ? જેલમાં જવાની હિંમત છે ને ?"

"હા તૈયાર છું, જેલમાં જઇશ."

"પણ એક સરત. જયાં સુધી સમાધાન થાય નહિ ત્યાં સુધી બહાર રહેવાનું નહિ. જેલમાંથી નીકળે કે તુરત પાછું જવાનું. જઇને પાછી પડે, તે કરતાં બીલકુલ ન જાય તે સારૂં."

"પણ જેલનો ખોરાક મને સદી શકશે ?"

"તું ફળાહાર કરજે. ફળ સિવાય બીજું કાંઇ ખાઈશ નહિ."

"જેલમાં સરકાર ફળ આપશે ?"

"સત્યાગ્રહથી ફળ પણ લેવાશે. જયાં સુધી ફળ આપે નહિ ત્યાં સુધી અપવાસ કરવા."

"તમે તો મરણનો રસ્તો બતાવ્યો. મને તો લાગે છે કે હું પાછી આવનારી નથી. જેલમાંજ મરી જઇશ. મારૂં શરીર સાવ બિમાર છે."

"ઓહો, તેથી બીજું રૂડું શું ? તારો અને મારો ભોગ આ સેવાની ખાતર જેલમાં અપાય તેજ મારે જોઈએ છે. તું જો જેલમાંજ મરીશ તો તેના જેવો આનંદ મોક્ષ મેળવવામાં પણ મને નથી મળવાનો; અને ખરેખર હું તને જગદંબા તરીકે પૂજીશ."

પૂજ્ય કસ્તુરબા તૈયાર થયાં. જેલમાં ત્રણ માસ રહ્યાં. ફળાહારનો ખોરાક મેળવવાને ત્રણ દિવસ સુધી મેરીટ્સબર્ગની જેલમાં અપવાસ કરવો પડયો. ત્રણ માસ પૂરા થતાં હાડ, ચામ અને તેમાં રહેતો પ્રબળ થયલો આત્મા લઇને બહાર નીકળ્યાં.

આ કર્મસન્યાસ વિના હિંદનો અને માનવજાતિનો ઉદ્ધાર સંભવે છે ખરો ?

<u>પ્રસંગ ૧૮ મોઃ—</u>

## મુઠીભર સત્યાગ્રહીઓનું આત્મસમર્પણ

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત ત્રણ વિભાગે લડાઇ હતી. પ્રથમ શરૂઆત માત્ર ટ્રાન્સવાલના સને ૧૯૦૭ ના ખુની કાયદાને રદ કરવા માટે થઇ હતી. પણ ત્યાંની સરકારની હિંદી કોમ પ્રત્યેની પ્રપંચી વર્તણુકનું પરિણામ એવું આવ્યું કે હિંદી કોમની જે માગણીઓ સ્વીકારવાનું સરકારે સ્વપ્ને પણ નહીં ધારેલું તે બધી માગણીઓ સ્વીકારવી પડી. સત્યાગ્રહની છેલ્લી લડત સને ૧૯૧૩ ના સપ્ટેમ્બરની ૨૨ મી તારીખે શરૂ થઇ હતી. ત્યાંના હિંદીઓનાં દુઃખો નજરે જોવાને આપણા સ્વર્ગસ્થ ગોખલે સાહેબ દક્ષિણ આફ્રિકા આવ્યા તે વખતે યુનીઅન સરકારના પ્રધાનોએ તેમને વચન આપેલું, કે જે હિંદીઓને ૩ પૌં. નો કર ભરવો પડે છે તેમાંથી તેઓને મુકત કરવામાં આવશે. હિંદ માતાના એક મહાન પુત્રરત્નને આપેલું વચન યુનીઅન સરકારે પાળવુંજ જોઇએ, એવી હિંદી પ્રજાની માગણી હતી. પણ ત્યાંના મુલકી ખાતાના પ્રધાન મી. ફીશરે એવી હકીકત જાહેર કરી કે યુનીઅન સરકારે મી. ગોખલેને તે કર નાબુદ કરવાનું વચન આપેલુંજ નહિ. ગાંધીજીએ તાર મારફતે ગોખલે સાહેબને પૂછીને ચોકકસ કર્યું કે પ્રધાનો સાથે થયેલી મુલાકાત દરમિયાન થયેલી વાતચીતમાં સરકાર પૌં. ૩ નો કર તદન નાબુદ કરશે એવી તેમને ખાત્રી મળી હતી. સરકારની આ વર્તણુક તો અસહ્ય થઇ પડી. હિંદના એક મહાન નરને આપેલું વચન સરકાર ન પાળે તો તે આપણે લડીને પણ પળાવવું, એ હિંદી તરીકેની આપણી પવિત્ર ફરજ છે એમ મહાત્મા ગાંધીજીએ પોતાના સાથીઓને કહ્યું. વળી આ કરની કથા પણ

હૃદયદ્રાવક છે. ગીરમીટમાંથી 'છુટું' થયેલું ચાર માણસનું એક કુટુંબ ત્યાં રહે. જેમાં સાધારણ રીતે એક પુરૂષ, તેની સ્ત્રી, તેનો સોળ વરસની ઉમ્મરનો છોકરો અને તેર વરસની છોકરી એમ ચાર માણસો હોય. તેમને દર માથા દીઠ પો. ૩ લેખે દર વર્ષે ૧૮૦ રૂપીઆ કર તરીકે આપવા જોઇએ! કમાણી કરતાં કર વધારે હતો. તેથી તે દુઃખી લોકોને કર આપવાના પૈસા મેળવવાને કેવા રસ્તા લેવા પડતા તેનો ચિતાર આપતાં હૃદય અને હાથ કમ્પે છે. આવો નિર્દય અને અનાચારના મૂળરૂપ રાક્ષસી કર બ્રિટીશ સલ્તનતમાં હિંદી પ્રજા સિવાય કોઇ પણ પ્રજાને આપવો પડતો હોય એવું જાણમાં નથી; એટલુંજ નહિ પણ સુધરેલી તેમજ અણસુધરેલી કહેવાતી પ્રજાઓમાં આવો રાક્ષસી કર હયાત હોય અને તેનો નિભાવ થઈ શક્યો હોય તેવો દાખલો ઇતિહાસમાં પણ કદાપિ નહિ જડે.

આ કર નાબુદ કરે તેવું વલણ સરકારનું નહોતું, તેમજ બીજી માગણીઓ પણ સરકાર કોઇપણ કાળે સ્વીકારનાર નથી એવા પત્રો મુલ્કી પ્રધાન તરફથી ગાંધીજીની મારફતે હિંદી કોમને મળી ચુકયા હતા. સરકારનું આવું મક્કમ વલણ એ ભારે મુસ્કેલી હતી. વળી સાત વરસ સુધી લંબાયેલી લડતને કારણે ઘણા લોકો લડતથી કંટાળી ગયા હતા. સેંકડોનાં ગુજરાનનાં સાધનો ચાલ્યાં ગયાં હતાં, લોકોનો ઉત્સાહ મંદ પડયો હતો. તે ઉપરાંત લોકોને પણ લાગ્યું કે સરકાર નમ્યું આપે તેમ નથી. આવી અશ્રદ્ધાથી જુસ્સો દબાઈ ગયો હતો. ગાંધીજીની પાસે રહેનારા સત્યાગ્રહીઓના મનમાં પણ સંકોચ રહ્યાં કરતો હતો. વળી વધુ મુસ્કેલી તો એ હતી કે આપણાજ કેટલાક ભાઇઓ કોમના લાભની વિરૂદ્ધમાં વર્તન ચલાવી હિંદીકોમનો નાશ કરવામાં યુનીઅન સરકારના હાથમાં કુહાડારૂપે થઇ રહ્યા હતા. આવી

સ્થિતિમાં સરકારની સાથે સત્યાગ્રહની લડત કેવી રીતે ચલાવવી તેનો વિચાર કરવાને ગાંધીજી કેટલાક સત્યાગ્રહીઓ સાથે પોતાની જોહાન્સબર્ગની ઓફિસમાં બેઠા. ખરી રીતે તો ગણ્યા ગાંઠયા સત્યાગ્રહીઓથીજ લડત જીતવાની હતી. ગાંધીજીએ પણ સમય વર્તી લીધો. તેમણે જાણ્યું કે કામ કરનારાઓમાં નવું જીવન રેડવું પડશે. તે રાત્રે પોતાની ઓફિસમાં પેલા જુજ સત્યાગ્રહીઓને પોતે જે અપ્રતિમ શૌર્ય અને દ્રઢતાનો પરિચય આપ્યો છે તે નોંધવા જેવો છે. બહુ વિચાર કરી ગંભીર ભાવે બોલાયલા દરેક શબ્દે સાંભળનારાઓનાં હૃદયને ઉશ્કેરી દીધાં.–"આ સમયે આપણને માલૂમ થાય છે, કે લડનારા આપણે મુઠ્ઠીભરજ છીએ . થોડા લડનારા હોય તેથી હું લેશમાત્ર પણ નિરાશ થતો નથી. જો એકજ સત્યાગ્રહી સત્યને વળગી રહી, ઝુઝયા કરી પોતાનો પ્રાણ અર્પવ તૈયાર થશે તો યુનીઅન સરકાર હારી બેસવાની એ મારી ખાત્રી છે. પોં. ૩નો કર રદ કરાવવા માંટે હું એકલો જીવનપર્યંત ઝુઝીશ. હું યુનીઅન સરકાર સામે બળવાખોર થઇશ. ( I shall be a rabal against the Union Government) અને ગાંડા માણસની પેઠે દક્ષિણ આફ્રિકાના એક ખૂણેથી બીજે ખૂણે ભટકીશ.આ દેહમાં જ્યાં સુધી આત્મા રહેશે ત્યાં સુધી હું એકલો લડીશ. તમારામાંથી જેને આવવું હોય તે આવજો." ઉપરનાં વચન સાંભળી, ત્યાં બેઠેલા સત્યાગ્રહીઓનાં હૃદય ઉકળ્યાં. તેઓએ એકે અવાજે કહ્યું. "અમે પણ આપની સાથે અંત સુધી રહીશું, અમે જીતશું અગર મરીશું. અન્ય ઈચ્છા નહિ કરીએ." ગાંધીજીએ આનંદસહ સાંભળ્યું અને વળી બોલ્યાઃ–તમે પણ નિશ્ચય કર્યો હોય તો હવે આટલી વાત ધ્યાનમાં લેજો. જ્યાં સુધી આ રાક્ષસી કર રદ ન કરાવીએ ત્યાં સુધી હિંદ તરફ નજર ન કરશો, ત્યાં

સુધી હિંદ તમારી માતૃભુમિ છે એ સ્મરણમાં પણ ન લાવશો, ત્યાં સુધી હિંદના કિનારે પગ મુકવાનું પણ ન ઇચ્છશો, ત્યાં સુધી તમારાં માબાપ, તમારી વ્હાલાં સ્ત્રી, તમારા છોકરાં કે ભાઇભાંડુને પણ યાદ ન લાવશો. આપણે થોડા છીએ તેથી કદાપિ લડત વરસોનાં વરસ પણ લંબાય. બીજી દરેક જાતની ઉપાધિમાંથી મુક્ત થઇ આપણે લડતનેજ સમસ્ત જીવન અર્પી દેવાનું છે. તમે તેમ કરવાને તૈયાર છો ?" જવાબ મળ્યો કે "અમે હિંદને ભૂલીશું, બીજી કોઇપણ જાતની ઉપાધિ નહીં વ્હોરતાં અમારૂં સર્વસ્વ આ લડતમાંજ હોમીશું." આ વચન સાંભળતાં મહાત્માશ્રી સંતુષ્ટ થયા. આ મહાયજ્ઞ ઉપર થયેલી પ્રતિજ્ઞાથી દક્ષિણ આફ્રિકા ખળભળ્યું. દુનિયા જાણે છે. દેવો પણ જાણે છે.

હિંદીઓએ તો બાળપણથી આવા પ્રસંગો સાંભળ્યા છે. શીખ રાજ્યના સ્થાપનાર ગુરૂ ગોવિંદસિંહનું અર્પણ આપણે નથી વિસરી ગયા લાખો નિરાશાઓ વચ્ચે તૈયાર થયેલા ફક્ત પાંચ યુવાનોની મદદથી ધર્મરાજ્ય સ્થપાયું.આપણે તે વાત ભુલી ગયા નથીજ કે ગુરૂજીએ આત્માર્પણ કરે એવો એક જુવાન માગ્યો, હજારોમાંથી એક ઉભો થયો, તેને સંતાડયો છતાં હજારો બેઠેલા લોકોને દેખાડયું કે માતાજીને તે યુવાનનો ભોગ આપ્યો! લોકોએ તે દેવસ્થાનમાંથી લોહીનો પ્રવાહ વહેલો પણ દીઠો. છતાં પણ એક પછી એક એમ બીજા ચાર યુવાનો ગુરૂજીને જીવન આપવાને તૈયાર થયા ! ત્યારે ગુરૂ ગોવિંદસિંહે જયનાદ કર્યો. જે કાર્યમાં સર્વસ્વ અર્પણ થાય ત્યાં વિજય વિના અન્ય કાંઇ હોઇજ ન શકે. આ ઘટનાનું દક્ષિણ આફ્રિકાની જડ ભુમિમાં પણ પરિવર્તન થયું. હિંદી લોહી આનું તત્વ સમજી શકશે, અને સંપૂર્ણપણે સમજાય તો હિંદસ્વરાજ્ય હાથકંકણની જેમ નજરે જણાય.

**પ્રસંગ ૧૯ મો:—**

## સત્યાગ્રહની છેલ્લી લડત-ઘરથી શરૂઆત

દ. આફ્રિકાની સત્યાગ્રહની લડત ચાર તબક્કે પુરી થઈ ચોથી લડતથી તેને અંત આવ્યો. મહાત્માજીએ યુનીયન સરકાર સાથે સમાધાનીથી ચાલવાને પણ પ્રયત્નો કર્યા. ઘણી આજીજી કરી, ઘણી મુલાકાતો લીધી પણ યુનીઅન સરકારે કાંઈ દાદ આપી નહિ. દુનીઆના લોકોને તેમજ સત્તાધારીઓને ચમત્કાર જોઇએ છે. તે ચમત્કાર બતાવવાનો મહાત્માજીએ નિશ્ચય કર્યો. સત્યાગ્રહની લડત ચલાવવાનો નિશ્ચય કર્યા બાદ શરૂઆત કયાંથી કરવી તેનો નિર્ણય થયો. પુરૂષાર્થીને બીજું શું સૂઝે ? ઘેરથીજ શરૂઆત કરવાનું ઠરાવ્યું. ફિનીક્ષમાં શિક્ષક તરીકે કામ કરનારાઓ, લાયક ઉમ્મરના ચારેક વિદ્યાર્થીઓ, 'ઇન્ડિઅન ઓપિનિયન'માં કામ કરનાર બે ગૃહસ્થો, તથા તે વખતે ત્યાં થોડા વખત માટે રહેવા આવેલા શેઠ રૂસ્તમજી-"કાકા" તેમજ ચાર સ્ત્રીઓ મળી કુલ ૧૬ જણને તૈયાર કર્યા. તા.૧૫ સપ્ટેમ્બર સને ૧૯૧૩નો દિવસ નક્કી થયો. તે દિવસ આવ્યો. તે દિવસની તેજસ્વી સવાર બહુ રમણીય લાગી. કોઇ ઓર આનંદ ફિનીક્ષમાં છવાઇ રહ્યો હતો. તે આનંદ સાથે ગંભીરતાનાં પણ ચિહ્ન હતાં, સત્યાગ્રહીઓ સરકાર સાથે લડે, જેલમાં જાય, બહાર નિકળે, પાછા જેલમાં જાય, એમ જયાંસુધી સરકાર હિંદી કોમની બધી માગણીઓ કબુલ ન કરે, ત્યાંસુધી લડયાજ કરવું આ નિશ્ચય બધાનો હતો. કોઇ પુછતું કે સરકાર સાથે સુલેહ કયારે થશે ? મહાત્માજી કહેતા, કે "આપણા મરણ પછી પણ થાય" કોઇ પુછે કે " આપણે પ્રરીથી મળશું કયારે ?" મહાત્માજી ગંભીરભાવે કહેતા-કે "ન પણ મળાય, લાંબા સમય સુધી સરકાર કુલેહ ન કરે અને આપણે

જેલમાં મરી જઇએ, અગર દેશપાર થઇએ." આ જવાબ આપવા છતાં તેમના હૃદયમાં એવો નિશ્ચય હતો કે આપણી લડત તદ્દન શુદ્ધ હશે તો સરકારની મગદૂર નથી કે લાંબો વખત જીરવી શકે. આપણે શુદ્ધ દાનતથી, ખરા જીગરથી, કોઈપણ ખરાં જીગરથી, કોઈપણ જાતનો બાહ્ય ઢોળ રાખ્યા સિવાય, સત્યની ખાતર, ધર્મની ખાતર, સ્વદેશની ખાતર ભારતજનનીની ખાતર મરવાને તૈયાર હોઇશું, જેલમાંજ મરવા તૈયાર હોઇશું તો પછી આ સંસારની ચાલકશક્તિ આપણામાં એવું દૈવીબળ મૂકશે કે આપણી સામે આપણો હરીફ ઉભો નહિ રહી શકે. મહાત્માજીનાં આ વચનો મનમાં રાખી સર્વે પોતપોતાની તૈયારી કરવા લાગ્યા. લશ્કરમાં જતાં સિપાઇને જેટલો સામાન જોઇએ તેટલો સામાન બધાએ લીધો. બધો સામાન ભેગો કરી તેમાંથી જયારે પોતાની શકિત મુજબ સર્વેએ ઉપાડી લીધો ત્યારે કશુંજ વધ્યું નહિ. આ બધી તૈયારી કરી બપોરના સાડાઅગિઆર વાગે બધા એકઠા થયા. દરરોજ જયાં પ્રાર્થના થતી હતી ત્યાં ગાંધીજીના ચહેરાની ગંભીરતા કંઇ ઓરજ હતી. બધાઓને તૈયાર કરી વિદાય કરતાં તેમને કાંઈ દુઃખ તો થતું હશે. સ્વાભાવિક રીતેજ તેમને એવા વિચાર આવતા કે–" આ બધાઓ મારી સલાહથી તૈયાર થયા છે. તેમનો પુરેપુરો જોખમદાર હું છું. તેમને દુઃખમાં નાંખવા, જીવના જોખમમાં ઉતારવા અને જેલમાં સડવા દેવાની સલાહ આપવા મને શો અધિકાર છે ? મારાથી ભૂલ તો નથી થતી ? હું મારી પ્રકૃતિને વશ થઈ, મોહાધીન થઇ આખી હિંદી કોમને જોખમમાં નાખતો હોઇશ તો હું પ્રભુ પાસે શો જવાબ આપીશ ?–પણ હરકત નહિ. હિંદની ખાતર હું તે જોખમદારી ઉઠાવી લઇશ. પ્રભુ જાણે છે, કે હું નિષ્પાપ છું !" આવા વિચાર ગાંધીજી ઘણી વખત કરતા. આ વિચારમાં

ને વિચારમાં છૂટા થતી વખતે પ્રાર્થના કરવા બેઠા. તે પ્રસંગને યોગ્ય બે ભજન ગાવા સૂચવ્યું—

પ્રથમ 'વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણેરે' અને પછી "દુ:ખીઆંનો વિસામોરે માડી તારી ઝુંપડી."

સ્વ. જીવાભાઈ અમીચંદ કૃત છેલ્લું ગીત ગાતાં સર્વેનાં હૃદય દ્રવિત થયાં, પ્રેમથી ભિંજાઇ ગયાં, શૌર્યથી અંકિત થયાં. આ માતાની સેવામાં આપણે પ્રાણ સમર્પણ કરશું, એવી ભાવના સહુના હૃદયમાં પેદા થઈ. પ્રાર્થના થઇ રહ્યા પછી શાંતતા પ્રસરી. ગમગીનીમાં ગાંધીજીની આજ્ઞા થઇ. બધાએ ઉઠી વારાફરતી તેમને ચરણે પડી આશીર્વાદ મેળવ્યા, કે "વિજય મેળવો ન મેળવો, પણ પ્રભુની ખાતર, સત્યની ખાતર, ભારતભૂમિની ખાતર જીવો અને મરો એવી શક્તિ તમે મેળવો." વખત થતાં સર્વે સ્ટેશન તરફ વળવા માંડયાં. બે અઢી માઈલનો સ્ટેશન સુધીનો પંથ વાતોમાં અને આનંદમાં કપાયો. ગાંધીજી પગમાં જુતાં નહિ, માથે ટોપી નહિ, હાથમાં એક સંસ્થાનવાસીનું બાળક લઇને સ્ટેશને સુધી અમો બધાંઓને વળાવવા આવ્યા. તે વખતનો આનંદ ઉત્સાહ કાંઈ ઓરજ હતાં. સત્યાગ્રહની ભારે હીલચાલનો તે વખતે કાંઇજ ખ્યાલ નહોતો કે જે કામની શરૂઆત થતી હતી તેની પાછળ તેનું પરિણામ કેવું ભારે છે! પણ દેશને માટે જેલજાત્રાએ જઇએ છીએ તે વિચારજ અમોને ખુબ આનંદ આપતો. વળી આ ઉત્સાહમાં ઉમેરો થયો. સ્ટેશન ઉપર જવામાં સહેજ વિલંબ થવાથી ટ્રેન આવી પહોંચી હતી એટલે અમારે ઉતાવળથી જઇને બેસીજ જવાનું રહ્યું. બીજા વર્ગની મુસાફરી કરવાની હતી. સાધારણ રીતે બીજા વર્ગના ડબ્બા હિંદીઓ માટે નોખા હોય છે અને દરેક ટ્રેનમાં એક કે

બે ખાનાં હોય છે. પણ ડબ્બામાં સમાઇ રહે તેટલી સોળ જણની સંખ્યા તો અમારી હતી એટલે અમે જયાં ખાલી જગ્યા મળી ત્યાં બેસી ગયા. ટ્રેન ઉપડતાં પહેલાં ટીકીટ જોનારે અમને કહ્યું, કે તે ડબ્બા યુરોપીઅનો માટે છે માટે ઉતરી જાઓ. અમે જવાબ આપ્યો, કે અમે ઉતરવાના નથી. સહેલો રસ્તો એકજ છે-કે હિંદીઓ માટેનો રીઝર્ડ ડબ્બો દર્શાવનારૂં પાટીયું આ ડબ્બાનેજ લગાડી દો. એટલે અમારે ઉતરવાની જરૂર નથી. આ રકઝકમાં ટ્રેન ઉપડી. બીજું સ્ટેશન આવ્યું ત્યાં આગળ ગાર્ડ તેમજ પેલા ટીકીટ તપાસનાર સાહેબ સ્ટેશન માસ્તરની મદદ લઇને અમોને ઉતારવાને આવ્યા. અમે કાંઇપણ દરકાર રાખ્યા સિવાય જવાબ બહુજ ટુંકો આપ્યો. "ઉતરવાના નથી. શક્તિ હોય તો અને શકય હોય તો અમને કેદ કરો" આ જવાબ સાંભળી સ્ટેશન માસ્તર ત્યાંથી ભાગ્યા. પેલા બન્ને સાહેબો ખીજવાયા, પણ શું કરે? તેઓનો ખીજવાટ અમે ઠંડે પેટે સાંભળતા હતા. જવાબજ આપતા નહોતા. ટ્રેન ચલવી. ચાલતી ટ્રેને ઇન્સ્પેકટર સાહેબે આવીને અમને નમ્રતાથી ખૂબ કહ્યું અને પછી 'રીઝર્ડ'નું બોર્ડ લગાવ્યું. અમને આનંદ થયો. ઉત્સાહમાં વધારો થયો. અમે ધારેલું કે અમારે ભારે ભાડું ખર્ચી ટ્રાન્સવાલની હદ ઓળંગવા ન જવું પડે અને અહીંજ સત્યાગ્રહ ચલવી જેલમાં જવાય તો વળી ઘણું સારૂં. અમારા હૃદયની દઢતાની છાપ રેલ્વેનાં માણસો ઉપર સચોટ પડી અને અમે જીત્યા. અમને લાગ્યું કે—"સારી શરૂઆત તેજ જીતની શરૂઆત છે."

## પ્રસંગ ૨૭ મો:—

### પાંચ હજાર માણસોની કૂચ-ઉપરાઉપરી ત્રણ કોર્ટનાં આમંત્રણ

સોળ જણનું પહેલું મંડળ જેલજાત્રાએ પહોંચી ગયું. એટલે સત્યાગ્રહની લડત જાહેર થઇ ચુકી. હિંદીઓના દરવાજા ખુલ્લા થયા, ચારે બાજુથી જેલ જવાની તૈયારીઓ થઇ રહી. તે દરમિયાન મહાત્માજીએ ફિનીક્ષમાં રહી ત્યાંની બધી વ્યવસ્થા કરી દીધી. ફિનીક્ષવાસીઓને સરકારે જેલમાં મોકલ્યા તે હકીકત પહોંચતાં મહાત્માજી જોહાન્સબર્ગ ઉપડયા. ત્યાં જઇ બધી ગોઠવણ કરી, હિંદી સ્ત્રીઓને જેલજાત્રા માટે વિદાય કરી, અને અન્ય મિત્રોને પણ મોકલ્યા. નાતાલથી ટ્રાન્સવાલ અને ટ્રાન્સવાલથી નાતાલ એમ ભ્રમણ થવા માંડયું. આ સમયે બનેલી એક નવી ઘટનાની હકીકત આગળ આવી ગઇ છે. ન્યૂકેસલ નામના પ્રગણામાં ભારે હડતાલ જામી. ઘણા હિંદીઓ જમા થયા. તેઓને લઇ ગાંધીજીએ જોહાન્સબર્ગ તરફ કૂચ કરવા માંડી. આ કૂચનું રસિક બયાન આગળ આપ્યું છે તે વાચક મિત્રોને યાદ હશે આ ભારે સંઘ-આસરે પાંચ હજાર માણસોનું સરઘસ મહાત્મા ગાંધીજી, મી૦ કેલનબેક, તથા ક્રીસ્ટોફરની સરદારી નીચે દરરોજના દશેક માઇલ આગળ ધપતું; તે સરઘસમાં તદન અજ્ઞાન મજુર, અસંસ્કારી તેમજ અનેક વ્યસનો તથા બૂરી આદતોથી ટેવાયલાં માણસો હતાં. છતાં તાજુબીની વાત એ હતી કે આ સરઘસમાં મિતાહાર તથા પાણી સિવાય કશાનો ઉપયોગ થયો નથી. કોઇએ દગો ફિસાદ કર્યો નથી. કોઇએ ચોરી ચાડી કરી નથી. અને તાલીમ લીધેલું સૈન્ય જેમ સેનાપતિના હુકમ મુજબ ચાલ્યાં કરે તેમ આ હજારો માણસોએ

ચાલ્યા કર્યું. આ સ્થિતિમાં ટ્રાન્સવાલની હદ ઓળંગીને ટ્રાન્સ-વાલમાં દાખલ થવાની જગા આવી એટલે ત્યાં પડાવ નાખ્યો, અને સરકારને જાહેર કર્યું કે, "આશરે પાંચ હજાર માણસોની સાથે હું ટ્રાન્સવાલમાં દાખલ થાઉં છું. તેઓને સરકારના કાયદાની વિરૂદ્ધ ચુપકીથી ઘુસાડી દેવાની મારી જરાપણ ઇચ્છા નથી. પણ જમા થએલા માણસોની પુરતી ખરદાસ માટે તેઓને ટૉલ્સ્ટોય ફાર્મ ઉપર લઈ જવાની જરૂર છે એટલે તેઓને હદ ઓળંગા-વ્યા સિવાય બીજો ઉપાય નથી. સરકારને વાજબી લાગે તો આવી રીતે દાખલ થતા બધા માણસોને પકડી કબજે કરે, નહિ તો સહીસલામત ધારેલે મુકામે જવા દે." જવાબમાં સરકારે સરહદ ઉપરના ઇમીગ્રેશન અમલદારને મોકલ્યો. અમલદારે જોયું કે આ દળ અટકે તેમ નથી. જેલમાં પણ પુરી શકાય તેમ નથી એટલે જવાની રજા આપી. આનંદના પોકારો સાથે તેઓ ટ્રાન્સવાલની હદમાં દાખલ થયા. અને આગળ ચાલ્યા. ૬ઠ્ઠી નવેમ્બર ૧૯૧૩ના રોજ પામફોર્ડ નામના ગામ પાસે ગાંધીજીને પકડવામાં આવ્યા અને વૉલક્સ્ટ ગામની કોર્ટમાં ખડા કરવામાં આવ્યા. મહાત્માજીને પકડયા તે વાત દળના માણસો નહોતા જાણતા. વળી એકાએક પકડવામાં આવ્યા તેથી કોઇપણ જાતનો બંદોબસ્ત કરી શકાયો ન હતો, તેથી પકડાયા બાદ ગાંધીજીએ સરકારને તાર કર્યો. તેમાં તેમણે જણાવેલું કેઃ—"સત્યાગ્રહના મુખ્ય પ્રચારકને સરકારે પકડયો છે તે બહુજ આનંદની વાત છે, પણ મારે કહ્યા વિના નથી ચાલતું કે મને પકડીને સરકારે જે રસ્તો લીધો છે તે રસ્તો વાજબી રીતે જોતાં અત્યંત ઘાતકી છે. સરકારને જરૂર ખબર હોવીજ જોઇએ, કે આ ભારે કૂચમાં મારી સાથે ૧૨૨ સ્ત્રીઓ અને ૫૦ નાનાં બાળકો છે. આ નિર્દોષ જીવોના રક્ષણાર્થે શરીરના નિર્વાહ પુરતું ખાવાનું મળે છે. આવી સ્થિતિમાં મને

તેઓની પાસેથી ખેંચી લેવો એ સરકારનું અન્યાયી અને દયા-હીન પગલું છે. ગઇ રાત્રે મને પકડયો તે વખતે કોઇને કહ્યા વિના હું નીકળી આવ્યો છું અને તેથી એકાએક ગેરહાજરીને કારણે બધાં માણસો ક્રોધવશ થઇ જાય એવો સંભવ છે. આથી હું સરકારને વિનંતિ કરૂં છું કે મને કૂચમાં સામેલ થવાની આજ્ઞા આપવી અગર તો તે બધા લોકો માટે ખોરાકી વગેરેનો બંદોબસ્ત કરી તેમને રેલ્વે માર્ગે ટૉલ્સ્ટોય ફાર્મ ઉપર પહોંચાડી દેવાં. આ મુશીબતમાં તે લોકોમાંથી મુખ્યત્વે કરીને સ્ત્રીઓ અને બાળકોમાંથી કોઈના જીવને જોખમ આવશે તો તેની જવાબદાર સરકાર રહેશે." ગાંધીજીએ ઉપર મુજબ સરકારને આપેલા સંદેશાનું પરિણામ એ આવ્યું, કે તેમને પૌં. ૫૦ (રૂા. ૭૫૦)ના જામીન ઉપર છૂટા કર્યા. પાછા તેઓ દળમાં સામેલ થયા. બીજેજ દિવસે સ્ટેન્ડરટન નામના ગામ પાસે તેમને પકડવામાં આવ્યા. ત્યાં ગાંધીજીએ ઉપર જણાવેલાં કારણોસહ પોતાના કામની મુદત મુલતવી રાખવાની કોર્ટને અરજ કરતાં કોર્ટે તા. ૨૧મી સુધી મુદત લંબાવી. પણ જયાં ચારે બાજુથી આમંત્રણ થતાં રહે ત્યાં એકાદ પણ સ્વીકાર્યા વિના કેમ ચાલે? તા. ૧૧ મીને દહાડે ગ્રેલીંગસ્ટાડ નામના ગામની નજીક નાટાલના ડંડી ગામની કોર્ટમાંથી ત્રીજું વૉરન્ટ નીકળ્યું. આ વખતે ગાંધીજીને પકડવાને વૉરન્ટ સાથે મોટર લઇને સરકારનાં માણસો આવી પહોંચ્યાં. તે પ્રસંગે એક વિચિત્ર ઘટના બની. ઘટનાઓ તો ઘણી સરળ હોય છે પણ તે માંહેનું તત્ત્વ ઘણું ગંભીર હોય છે. સત્યાગ્રહની લડતની શરૂઆત થઇ ત્યારે શ્રીયુત પોલાક ઇંગ્લાંડમાં હતા. ગાંધીજીએ એવો નિશ્ચય કરેલો કે હિંદી કોમે દ. આફ્રિકામાં લડત ચલાવવી અને શ્રીયુત પોલાકે હિંદમાં આવી દ. આફ્રિકામાં હિંદી પ્રજાની ચાલુ સ્થિતિ સમજાવવી. આ કામ માટે એકલા

શ્રીયુત પોલાકજ લાયક હતા. આવી સૂચનાનો તાર મળતાં શ્રીયુત પોલાક ઇંગ્લંડથી નીકળ્યા અને કેપટાઉન બંદરે ઉતર્યા. જોહાન્સબર્ગ આવીને જાણ્યું કે ગાંધીજી હજારો માણસોની કુચમાં સામેલ છે. ડરબનથી ત્રીજેજ દિવસે હિંદુસ્તાન આવવાની આગબોટ ઉપડવાની હતી જેથી થોડા કલાક ગાંધીજીને અધવચ મળી લઈ અમુક સૂચનાઓ મેળવવાની હતી. જ્યારે પોલાક ગાંધીજીને મળવા આવ્યા તે વખતે ડંડીની કોર્ટનું વૉરન્ટ પણ આવેલું. બન્ને સ્નેહી ભેટયા. શ્રીયુત પોલાકે હિંદ તરફ રવાના થવાની આજ્ઞા માગી. પણ ઈશ્વરે કાંઇ જુદુંજ નિર્મેલું. આજ્ઞા માગતાં ગાંધીજીએ કહ્યું, હું જાઉં છું. હવે તો પાછું અવાશે નહિજ. હું પરબારો જેલમાંજ જઇશ. તમે મારી જગા સાચવો.'

શ્રીયુત પોલાક ચમકયા, પણ ધીમે અવાજે બોલ્યા, "હિંદ તરફ જવાનું શું ?"

મહાત્માજી એકજ પળમાં હજારો વિચારો અને મુશ્કેલીઓનો ઉકેલ લાવી નિશ્ચયપૂર્વક બોલ્યાઃ-હિંદ તરફ જવાનું માંડી વાળો, ત્યાં જવાની હવે જરૂર નથી. ઇશ્વરની ઇચ્છા એવી હોવી જોઇએ કે હિંદ તરફ જઇને હિંદી પ્રજાની સેવા તમે બજાવશો તે કરતાં અત્રે રહી આ હજારો નિરાધાર ભાઇઓની સેવામાં રહેવું તે વધારે જરૂરનું છે. ઇશ્વરેચ્છાએ તે ફરજમાંથી છુટા થવાય અને વાજબી લાગે તો હિંદ તરફ જજો. પણ તમને પણ નામદાર શહેનશાહની મહેમાનગીરી સ્વીકારવાનો સુઅવસર આવી લાગે તો મહદ્ભાગ્ય! હિંદમાં જવા કરતાં પણ વધુ સંગીન સેવા જેલમાં જવાથી થઇ શકશે. પ્રભુએ તમને વાજબી સમયે મોકલ્યા છે, અને તેનો હેતુ એજ હોવો જોઇએ."

જીજ્ઞાસા ખાતર શ્રીયુત પોલાકે પૂછયુંઃ—" પણ ભાઇ,*

---

*શ્રીયુત પોલાક મહાત્માશ્રીને હંમેશાં વાતચીતમાં તેમજ પત્રવ્યવહારમાં 'ભાઇ' શબ્દથીજ સંબોધે છે.

હિંદુસ્તાન તરફ જવાની પણ તેટલીજ જરૂર છે, કેમ નહિ?"

"જરૂર છે, પણ તેટલી નહિ જે ફરજ પ્રભુએ સામે લાવીને મૂકી દીધી તેનો અનાદર કર્મયોગીથી ન થાય. વળી આપણે અહીં પુરતું બળ બતાવી શકીએ તો પછી હિંદુસ્તાન જવાની કાંઇ જરૂર નથી. આપણું કામ, આપણો આર્તનાદ, આપણું દુઃખ, આપણી વીરતા હિંદની પ્રજાને જગાડશે. હું અને તમે શું કરવાના છીએ? તમે હિંદની પ્રજાની સમક્ષ ભાષણ આપો તેના કરતાં તેમની સેવામાં જેલજાત્રાએ જતાં તેમના હૃદયને વધારે જાગ્રત કરી શકશો. વળી હિંદની પ્રજા જાગે અને આપણે ઉંઘીએ તો પણ શું બનનાર છે? માટે હવે તો ઇશ્વરી-આમંત્રણ સ્વીકારી તમે અહીં રહી જાઓ અને હું જાઉં છું," એમ કહી ચાલુ કાર્ય સંબંધે જોઇતી સૂચના આપી સર્વને ભેટીને મહાત્માજી સરકારી મોટરમાં ડંડીની કોર્ટમાં હાજર થયા,

તા૦ ૧૧ નવેમ્બર ૧૯૧૩ના રોજ ડંડીની કોર્ટમાં ગાંધીજી ઉપર કામ ચાલ્યું. માજીસ્ટ્રેટને કેસ ચલાવવા જેવું કાંઇ નહોતું. ગાંધીજી ઉપર જે આરોપ મુકાયો હતો તે તેમણે પોતેજ કબૂલ કર્યો, એટલે તેની કાયદેસર અગર ગેરકાયદેસર જે શિક્ષા થાય તે વેઠી લેવાની હતી. માજીસ્ટ્રેટે બચાવ કરવાને કહ્યું પણ ગાંધીજીએ તેમ કર્યું નહિ. માજીસ્ટ્રેટે એમ પણ સૂચવ્યું કે ગાંધીજી સ્હેજ પણ પોતાનો બચાવ કરે તો આરોપમાંથી છૂટી શકે તેમ છે, છૂટવાની તેમનામાં શકિત પણ છે. છતાં ગાંધીજીએ પોતાનો બચાવ કર્યો નહિ, પણ કોર્ટદ્વારા સરકારને જવાબ આપ્યો કેઃ—

"ભારતવાસીઓને ન્યાય આપવાની ખાતર હું મારા તરફથી કહેવા માગું છું, કે આજે મારા ઉપર જે આરોપ મૂકવામાં આવ્યો છે તેનો હું નાતાલ પ્રાંતના ઘણા પુરાણા રહીશ તરીકે

સ્વીકાર કરૂં છું. હું એમ માનું છું કે જે લોકોને મારી સાથે શામેલ રાખ્યા છે તેઓને એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં લઇ જવા તે અનુચિત નથી. હું એ પણ કહેવા માગું છું કે કોલસાની ખાણોના માલેકોને નુકસાન પહોંચાડવાની મારી સ્હેજ પણ ઇચ્છા નથી. પણ હડતાળથી તે વેપારીઓને ભારે નુકસાન પહોંચ્યું છે એ જાણી મને ખેદ થાય છે. જે ગોરા ગૃહસ્થો પાસે હિંદી મજુરો છે તેઓને મારી સવિનય વિનંતી છે કે મારા-દેશબન્ધુઓ ઉપર જે ૩ પોંડનો રાક્ષસી કર છે તે તેઓએ રદ કરાવવો જોઇએ. માનનીય ગોખલે સાહેબને કર રદ કરવાનું જનરલ સ્મટસે વચન આપ્યું હતું તે વચન હવે પાળવું જોઇએ. જયાં સુધી તે કર રદ કરવામાં નહિ આવે ત્યાં સુધી હડતાળ કાયમ રાખવાની અને ભીખ માગીને પણ પેટ ભરવાની સલાહ આપવાની હું મારી ફરજ સમજું છું. દુઃખ સહન કર્યા સિવાય આ ઘોર અન્યાયનો અંત આવનાર નથી.”

ઉપરનો જવાબ સરકારને પહોંચાડવાની ખાત્રી આપી માજીસ્ટ્રેટે શિક્ષા કરતાં કહ્યું કે “મી૦ ગાંધીએ ગુન્હાનો સ્વીકાર કર્યો છે. તે પોતે એક સભ્ય, સુશિક્ષિત અને સદ્‌ગૃહસ્થ છે. તેઓ જાણી બૂઝીને સરકારી કાયદાનું ઉલ્લંઘન કરે છે. પોતાના દેશી ભાઇઓના કલ્યાણાર્થે પોતે દુઃખમાં પડે છે અને પોતાની પ્રજાને પણ દુઃખમાં નાખે છે. તેમને સરકારી કાયદાનો ભંગ કરવા માટે શિક્ષા કરતાં મને ઘણું દરદ થાય છે. છતાં મી. ગાંધી જેવા સ્વદેશાભિમાની વીર નરને દંડ દેવાનું કામ મારા હાથમાં છે તેથી હું મગરૂર પણ થાઉં છું. હું તેમને રૂ. ૬૦૦ દંડ અથવા ૬ માસની સખત જેલની શિક્ષા કરૂં છું, અને મારા તરફથી હિંદી પ્રજાને કહું છું કે જયાં સુધી હડતાળ બંધ નહિ રહે ત્યાંસુધી કર રદ નહિ થાય. માટે હિંદી મજુરોને

મારી સલાહ છે કે તેમણે કામે લાગી જવું."

શિક્ષાનું ફરમાન થયા બાદ સ્ટેન્ડરટન અને વાલકસ્ટની કોર્ટમાં જુદી જુદી શિક્ષાઓ થઈ અને કુલ સવા વર્ષની જેલ મળી. જેલ જતાં ગાંધીજીએ સમસ્ત હિંદી મજુર ભાઇઓને એક સંદેશો મોકલ્યો, કે "જ્યાંસુધી ત્રણ પોંડનો કર નાબુદ ન થાય ત્યાંસુધી હડતાળ ચાલુ રાખવી." પછી શ્રીયુત પોલાક અને કેલનબેકને પણ પકડીને ત્રણ ત્રણ માસની જેલજાત્રાએ મોકલી દીધા. શ્રીયુત પોલાકને કેદ કરતી વખતે દ. આફ્રિકાના ચીફ ઇમીગ્રેશન અમલદાર મી૦ ચમની પોલીસની મદદ લઇ સર્વ મજુરોને ત્રાંસવાલની હદમાંથી પાછા નાતાલ મુકી આવવાના ઇરાદાથી આવ્યા હતા તેમણે સર્વને રોકાવા કહ્યું, પણ મજુરો અટકયા નહિ. "મહાત્મા ગાંધીજી સિવાય અમને કોઈ અટકાવનાર નથી' એમ એકે અવાજે બધા બોલી ઉઠયા; પણ શ્રીયુત પોલાક વચ્ચે પડયા, બધાઓને સમજાવ્યા અને ગાંધીજીની ઇચ્છા જણાવી એટલે સરકારના હુકમ મુજબ બધાઓને ખાસ ટ્રેનોમાં બેસાડી નાતાલમાં મૂકી દેવામાં આવ્યા, અને તે સર્વે ને કોલસાની ખાણોની હદને જેલની હદ ઠેરવીને જેલની શિક્ષા કરવામાં આવી !

પ્રસંગ ૨૧ મો:—

## સર્વવ્યાપી હડતાળ–આઠ વીરોનું બળિદાન.

મહાત્માજી તા. ૧૧ નવેમ્બર ૧૯૧૩ના રોજ જેલમાં ગયા. હકીકત વીજળી વેગે ફેલાઇ ગઇ. અને હિંદી પ્રજા ઉપર ભારે અસર થઇ. ગુલામીમાં પડેલી પ્રજાને દુઃખ એજ ઉત્કર્ષનો

રસ્તો છે. પોતાના ઉપર થતા અત્યાચારથી નમાલા માણસનું લોહી પણ ઉકળી આવે છે. ચારે બાજુથી પુરાયેલી બિલાડી પણ છેલ્લી વખતે ઝનુની બની દુઃખ દેનારનું ગળું પકડે છે. દક્ષિણ આફ્રિકામાં રહેતી હિંદી પ્રજા અજ્ઞાન સત્વહીન અને બીનકેળવાયલી હતી. સરકારના જુલમથી તે ઘણું શીખી, નામર્દાઈ મૂકી મર્દ બની; અને વગર નિશાળે, વગર પુસ્તકોના અભ્યાસથી એકાએક કેળવાઇ ગઈ. પ્રજાની ઉન્નતિમાં કેવળ અક્ષરજ્ઞાન કશું કરી શકતું નથી. તેની સાચી કેળવણી તો તેના વિચારપલટામાં રહેલી છે. વિચાર કેળવાતાં પોતાની શક્તિનું ભાન થાય, હૃદયમાં એકાએક નવજીવન આવે, અને ગમે તેવા સંજોગોમાં પણ તે પ્રજા માથું ઉંચકવા તૈયાર થાય અને ક્ષણવારમાં જુલમગારની ગુલામીની ધુંસરી ફેંકી દઇ શકે. ગાંધીજીને જેલમાં નાંખી દક્ષિણ આફ્રિકામાં શાન્તિ ફેલાવવાની સરકારની નીતિ નિષ્ફળ નીવડી. તેમના જેલખાનાની ખબરે તો હિંદી પ્રજાના હૃદય ઉપર જાદુઇ અસર કરી. હજારો માણસો જેઓએ મહાત્માશ્રીને જોયા પણ નહિ હોય, કોઇ દિવસ નામ પણ સાંભળ્યું નહિ હોય, તેવા મજુરોએ જાણ્યું કે "ગાંધી મહારાજ નામનો એક આપણો દેશી ભાઇ છે, તે રાજા જેવો છે. ભગવાન જેવો ભલો છે. ગોખલે રાજા આવ્યા હતા તેમનો ભાઇ અને ભાઈબંધ છે. તે ગોખલે રાજાને સરકારે વચન આપ્યું હતું કે આપણા ઉપર ત્રણ પોંડનો કર છે તે કાઢી નાંખીશું છતાં કર કાઢયો નહિ અને ગોખલે રાજાને દગો દીધો. તેમનું અપમાન કર્યું માટે પેલા ગાંધી મહારાજે આપણા ભલા માટે સરકાર સાથે તકરાર કરી. તે તકરારમાં તે મહારાજે પોતાની રાણીને જેલમાં મોકલી. પોતાના બધા કુંવરોને જેલમાં મોકલ્યા, અને પોતે પણ જેલમાં ગયા. આપણા રાજા જેલમાં ગયા આપણા દુઃખને માટે; અને આપણે

કેમ બેસી રહીએ? ચલો–નીકળી પડો. ગોરા લોકોની મજુરી બંધ કરો." આમ હજારો લોકો વાતો કરતા થઇ ગયા. અસંતોષ વધ્યો અને દરેક મજુરની કોઠીઓમાં, શેરડીઓના ખેતરોમાં, ખાણોમાં, હિંદી મજુરોએ હડતાલ શરૂ કરી. શહેરમાં હડતાલ, હિંદી મજુરોની હડતાલ, હિંદી ખાનગી નોકરોની હડતાલ, હોટેલોના ખીજમતદારોની હડતાલ, રેલવે હિંદી મજુરોની હડતાલ, આ પ્રમાણે વરસાદની રેલ માફક હિંદી હડતાલ નાટાલમાં ફેલાઈ ગઇ અને તેમાં ૨૦,૦૦૦ મજુરો સામેલ થયા. આ બધા મજુરો શેઠની મહેરબાની ઉપર જીવતા હતા. શેઠને ગમે તેવું અને ગમે તેટલું ખાવાનું તેઓને મળતું, હડતાલ પડવાથી મળતી ખોરાકી બંધ થઇ. તે બધાઓના ભરણ પોષણ માટે જેલ બહાર રહેલા હિંદી આગેવાનોએ તૈયારી કરી અને હજારો માણસોને પોતાના મુકામે જોઇતી ખોરાકી પુરી પાડી. આ કામ શી રીતે ચાલ્યું? તેની વ્યવસ્થા શી રીતે થઇ? દરેક હડતાલીઆની જરૂરિઆત શી રીતે પુરી પાડી શકાઇ? આ પ્રશ્નોના જવાબ અત્યારે આપણે ન આપી શકીએ. તેનો ખ્યાલ પણ નહિ આવે. જેઓના ઘરમાં એક માસની ખોરાકી હોય તેઓ એક માસની હડતાલ નીભાવી શકશે, પણ જેઓને બીજા દિવસનો ખોરાક શેઠ પાસે લેવાનો છે, તેવા મજુરોને માટે એક માસ કે પંદર દિવસ હડતાલ નીભાવવી એ મહા મુશ્કેલ કામ છે. આપણા વીસે હજાર હડતાલીઆઓ આવાજ હતા. આ પ્રસંગનું એક ધ્યાન કરવું જોઇએ. ફિનીક્ષ જે મહાત્માશ્રીનું મુખ્ય સ્થળ હતું અને જયાંથી હિંદી છાપું નીકળતું હતું ત્યાં પણ આજુબાજુની કોઠીઓમાં હડતાલ પાડીને પંદરસો મજુરોએ આશરો લીધો હતો. જે લોકો મુશ્કેલીથી પ્રેસનું કામ સમેટી શકતા હતા, તેઓના ઉપર આ પંદરસો મજુરોનો બરદાસ કરવ

વાની ફરજ આવી પડી. પ્રેસમાં કામ કરી છાપું કહાડવું, પંદરસો મજુરોને ખાવાનું પુરૂં પાડવું, તેઓમાંનાં માંદાઓને સંભાળવાં, તેઓના મિજાજને સંભાળવાં. તેઓને આશ્વાસન આપી સમજુત આપી નિભાવવાં; આ બધું કરવું બહુ મુશ્કેલ હતું. પણ દૈવી શકિતથી તે વખતે ત્યાંની નિશાળનો એક ન્હાનો પાંચ છ વરસનો બાળક પણ મ્હોટા માણસ જેટલું કામ કરી શકતો. છથી આઠ વરસનાં બાળકો પણ પ્રેસનું કામ તે વખતે કરતાં. અઢીમાઇલ દૂર સ્ટેશન ઉપર જઇ ટપાલ લાવવી લઇ જવી, પારસલો લાવવાં અને લઇ જવાં, રસ્તો ભયંકર, હડતાલના તોફાનની બીક. લશ્કરી કાયદો અને તે ઉપરાંત આજુબાજુના ગોરા જમીનદારોના મેનેજરોની ધમકી, તેઓનું જંગલી જાનવરોને છાજે તેવું વર્તન ! ! એક મેનેજરે તો પ્રેસના કોઇપણ માણુસને બંદુકની ગોળીથી ઉરાડી મુકવાની ધમકી આપેલી; આવી ભયાનક દશામાં પણ નાનાં બાળકો નિર્ભયપણે પોતાનું કામ કરતાં. આ તાલીમ દુનિયાની કોઈ પણ સંસ્થામાં બાળકોને નહિજ અપાતી હોય. વળી આ તાલીમ ઉપરાંત હૃદયની તેટલીજ ઉદારતા કે જયાં સુધી ગરીબ મજુરો ઉપરથી ત્રણ પોંડનો કર નાબુદ થાય નહિ અને પોતાથી મોટી ઉમ્મરના સહાધ્યાયીઓ જેલમાં ગયા છે તેઓ પાછા આવે નહિ ત્યાં સુધી ઘી, દૂધ, અને ખાંડ લેવાં નહિ. આવી સમજપૂર્વકની પ્રતિજ્ઞા. હું ખાત્રીથી કહું છું, કે કોઇ મોટા માણુસે આવી પ્રતિજ્ઞા લેવાની તે બાળકોને સૂચના કરી નહતી. તેમના ઉદાર હૃદયનીજ આ પવિત્ર સ્ફુરણા હતી ! તે દશ્ય મુશ્કેલીના વખતમાં હતું છતાં દૈવી હતું, તેનો ખ્યાલ આપણે હાલ નહિ કરી શકીએ, મહાત્માજીના આત્મબળે તે બધી ઘટના ઘડાઇ હતી, આવું વાતાવરણ ફેલાવ્યું હતું. લો. મા. તિલક મહારાજના જેલમાં જતી

વખતના ઉદ્ગાર આપણે ઉપરની હકીકતમાં પ્રળેલા વધુ સ્પષ્ટતાથી જોઇ શકીશું.–"જે દેશના કલ્યાણાર્થે પોતે મહા પ્રયત્ન કરી રહ્યા છે તેમાં ઈશ્વરી સંકેત એવો હશે કે પોતાના જેલ જવાથી દેશને વધારે ફાયદો થશે."

આ હડતાળમાં હિંદી પ્રજા ઉપર જે જે અન્યાયો અને જુલમો થયા છે તેનું ચિત્ર આપતાં હાથ કંપે છે. હડતાળીઆઓ ઠેઠ સુધી શાંત રહ્યા હતા. કોઇપણ જગોએ તોફાન કર્યું નથી, આમ શાંતિથી દિવસો પસાર થાય તો હડતાળ ટકી રહે માટે જમીનદાર શેઠોએ અને તેમના મેનેજરોએ પોલીસની મદદ લીધી. તે વખતે નાતાલમાં લશ્કરી કાયદો અમલમાંજ હતો. પોલીસની મદદથી ગરીબ હડતાળીઆ મજુરો ઉપર જુલમ કરીને તેમને ઉશ્કેર્યા; અને પછી પોતાના બચાવને બહાને પ્રકટ હડતાળ આગળ ન વધે અને ત્રાસને લીધે જલદીથી તેનો અંત આવે એવા હેતુથી આઠ દશ હડતાળીઆઓને ગોળીથી ઠાર કર્યા. એક કોઠીના મેનેજરે તો પોતાના એક મજુરને ભાલાથી મારી નંખાવેલો! આ સત્યાગ્રહની લડતમાં પણ છેલ્લે પૂર્ણાહુતિમાં આઠ વીર હિંદીઓનું લોહી રેડાયું. તે વીરોના લોહીથી હિંદી પ્રજા જીતી. આખરે સુલેહ થઇ. વીરનું લોહી એજ ખરેખરી શાન્તિ. એ લોહી સ્વતંત્રતા અને સ્વધર્મનું સ્થાપક છે. ભારતપુત્રો! તમારૂં લોહી શીતળ ટેકરીઓની હવા ખાઇને ઠંડું પડી ગયું છે! કયારે ઉકળશે? શૌર્યમિશ્રિત કયારે થશે? માતૃસ્નેહ અને ભ્રાતૃભાવથી કયારે રંગાશે?–ભાવીએ કાંઇ નિર્મ્યું તો હશેજ!

પ્રસંગ ૨૨ મો—

## જેલમાં સ્થિતપ્રજ્ઞની દશાઃ હિંદમાં લોકજાગૃતિ.

:મહાત્માજી આશરે સવા માસ જેલમાં રહ્યા પણ તે વખતે તેમણે જરાપણ ચિંતા કરેલી નહિ કે પેલા હજારો મજુરોનું શું થયું હશે ? બીજા સત્યાગ્રહીઓનું શું થયું હશે ? લડત નરમ પડી હશે કે જોર ઉપર છે ? તેમને ઓરેન્જ રીવર ફ્રીસ્ટેટના મુખ્ય શહેર 'બ્લોમ ફોન્ટેન' માં લઇ જવામાં આવ્યા. તેમને માટે બધી સગવડ કરવામાં આવી. મહાત્માજી ફળાહાર કરતા હતા તેથી જેલના અમલદારો તરફથી લીલો તેમજ સુકો મેવો પુરો પાડવામાં આવતો. તેમની બરદાસ માટે ખાસ એક માણસ રોકયો હતો. આમ આ વખતની જેલ મહાત્માજીને માટે સરળ હતી. ડોકટર કામ પણ કરવા દેતો નહતો પણ મહાત્માશ્રીએ જણાવ્યું કે કોઇપણ જાતનું કામ કર્યા સિવાય તેમનું શરીર સારૂં નહિ રહે. શારીરિક શ્રમ, તેજ ઉત્તમોત્તમ દવા છે, રોગનો શત્રુ છે, અને પૌષ્ટિક પણ છે. આવી દલીલથી છેવટ મહાત્માજીને બગીચામાં કામ કરવાની રજા મળી. આમ મહાત્માજીના દિવસો જેલમાં કામ કરવામાં, પ્રભુ સ્તવનમાં, કાંઇક તામીલ ભાષાના અભ્યાસમાં અને પુસ્તકો વાંચવામાં વ્યતીત થવા લાગ્યા. છતાં નવાઇની વાત એ હતી કે બહાર શું બને છે તે માટે તેમને બીલકુલ જીજ્ઞાસા નહોતી. કોઇને પૂછ્યું પણ નહોતું. જેલના કાનુન વિરૂદ્ધ થઇ હંમેશાં વર્તમાનપત્રો વાંચવાની માગણી કરી હોત તો તે મળી શકત અગર ન મળત તોપણ બીજા જેલીઓ જેમ ચુપકીથી બહારની હકીકત મેળવતા અને વાંચતા તેમ મહાત્મશ્રી પોતે પણ મેળવી શકત, અગર વાંચી શકત, પણ તેમણે તેમ ન કર્યું. સ્વાભાવિક રીતેજ તેમને તેવી ઈચ્છા ન થઇ, તેનું કારણ વાચકમિત્રો સમજી શકશે.

પ્રભુ કર્તાહર્તા છે. આ સંસારનો નિયામક છે. જે હલન-ચલન થાય છે તેમાં તે શક્તિરૂપે છે. જે ઉત્પાત થાય છે તેમાં તે કારણરૂપે છે. જે પ્રજાકીય વિપ્લવો થાય છે તેમાં તે નેતા-રૂપે છે. પ્રજામાંથી જે મનુષ્યો નેતારૂપ થઇ આવે છે તે તો તેમની છાયા માત્ર છે. ભગવાન શ્રીકૃષ્ણ પ્રભુએ ગોવર્દ્ધન પર્વત ટચલી આંગળી ઉપર તોળ્યો અને ગોપ લોકોએ પોતાની લાકડીના ટેકા આપ્યા, તેમજ આ સંસારમાં થતી બધી હીલચાલોમાં મૂળ શક્તિરૂપ, મૂળ કારણભૂત તે પરમાત્મા છે. તેને જે ઠીક લાગે છે તે મુજબ થયાં જાય છે. મનુષ્યે તો પોતાનો ધર્મ બજાવવાનો છે. પ્રભુ જે સ્થિતિમાં મુકે તે સ્થિતિમાં રહી કામ, ક્રોધ, લોભ અને મોહથી વિમુખ થઇ આત્માની સ્થિરતામાં પોતાની ફરજ બજાવવાની છે. આ બધી હકીકત સંસારનાં બધાં શાસ્ત્રોમાં આપણે વાંચીએ છીએ. બધા ધર્મો જુદી જુદી ભાષામાં અને જુદી જુદી રીતે સમજાવે છે. પણ પ્રિય વાંચનાર ! એ સર્વ સૂત્રોને જેણે જીવનમાં ઉતાર્યાં છે, અને તેને અમલમાં મૂકતાં કર્તાપણાના હુંપદથી જે રહિત છે, તેવો આદર્શ પુરૂષ આપણી વચ્ચે છે. જેણે હજારો તો શું પણ લાખો માણસોનાં હૃદયને જાગ્રત કર્યાં છે-જેની સલાહ અને સંમતિથી હજારો માણસો પોતાનું લોહી માતૃભૂમિની સેવામાં રેડવા તત્પર થયેલા છે, જેની સ્નેહમુદ્રાના દર્શનમાત્રથી પાષાણહૃદય પણ પીગળી જાય તેમ છે, જેના કર્મ સંન્યાસથી, પ્રેમશૌર્યથી, માતૃભક્તિના બળથી આખી ભારતપ્રજા ગર્જી ઉઠી છે, જેના નાદે હિંદના તે વખતના વાઇ-સરોય નામદાર લૉર્ડ હાર્ડિંન્જનું હૃદય પીગળાવ્યું હતું, જે પ્રજાની ગર્જનાના નાદના બળે સ્વ. ગોખલે ખૂબ ઘૂમ્યા, અને ગર્જ્યા, તે ગર્જના જેની શીરહાકથી ઉત્પન્ન થઇ તે કર્મનિષ્ઠ-કર્મવીર મહાત્માને પ્રભુએ જેલમાં મોકલ્યા ત્યારે ત્યાં આત્મનિષ્ઠ

થઇને રહ્યા ! તે વખતે જાણે કે દ. આફ્રિકાની સરકારના એક કેદી સિવાય પોતે વિશેષ નથી તેવી સ્થિતિમાં-પૂર્ણ 'સ્થિતપ્રજ્ઞ'ની સ્થિતિમાં રહ્યા. હૃદયમાં કિંચિત્ માત્ર અસ્થિરતા નહિ, ચંચળતા નહિ, પરમાત્માની શક્તિ પ્રત્યે અશ્રદ્ધા નહિ, આશંકા નહિ, કર્તાપણું નહિ, સર્વ પ્રભુનું છે-તે મહદ્ તત્ત્વનું છે અને તેજ સર્વ સંભાળશે, તેમાં માથું મારવું તે મહા પાપ છે-આવી અદ્દ્ભુત ભાવના જેની રગેરગમાં અને લોહીના વહનમાં ઓતપ્રોત થઇ રહેલી છે, તેવા સ્થિતપ્રજ્ઞ મહાત્માશ્રી પેલી જેલમાં રહ્યા. તેમના સ્થૂળ દેહને ત્યાં રહેલો તમે કલ્પો.

પણ પ્રકાશને પામેલા તેમના આત્માએ, પેલા મહદ્ તત્ત્વના અંશે શું કર્યું ? તે બધી વાત જાણો છો ? નાતાલમાં તદન અવ્યવસ્થા થઇ રહી. યુરોપી પ્રજા આ હિંદી સંઘબળ જોઈ નવાઇ પામી. જે લોકો અને વર્તમાનપત્રો હિંદી લોકોને નમાલા કહી ગાળો દેતાં અને તેઓને ગુલામીમાં રાખવાની હિમાયત કરતાં તેઓ હવે સમજી ગયાં કે "હિંદી પ્રજામાં પણ મનુષ્યત્વ છે. તેઓને ન્યાય મળવો જોઇએ. તેઓને આપણી સમાન હકો મળવા જોઇએ." એટલુંજ નહિ પણ હવે તો જનરલ સ્મટસ અને જનરલ બોથાની રાજ્યપદ્ધતિ સામે તીવ્ર આક્ષેપો પણ થવા માંડયા.

હિંદુસ્તાનમાં તો ગજબ થયો ! મુંબઈ, કાશી, કલકત્તા, લાહોર, મદ્રાસ, અલાહાબાદ વગેરે મુખ્ય શહેરમાં તેમજ હિંદનાં ગામડાંઓમાં ભારે હીલચાલ થઈ રહી. કેટલીક જગોએ તો દ. આફ્રિકાની સરકારના અમાનુષી વર્તનથી ગુસ્સે થઇ લોકોએ ક્રોધાવેશમાં જનરલ સ્મટસ, જનરલ બોથા અને મી. ફીશરનાં પુતળાંને ગધેડા ઉપર બેસાડી બદનામ કરી બાળી મુકયાં ! આમ કરવું વાજબી હતું કે નહિ તે હું કહેતો નથી પણ દ.

આફ્રિકાના હિંદીઓ ઉપર થતા અત્યાચારથી હિંદમાં રહેલી પ્રજાની લાગણી કેટલી દુઃખાયેલી તેનું આવા દાખલા માપ બતાવે છે. હિંદમાં હજારો રૂપીઆ ભેગા થયા. તેમાં ગરીબમાં ગરીબ માણુસે પણ ફાળો આપ્યો. દ. આફ્રિકાના હિંદીઓની મદદ માટે જેવા પવિત્ર ભાવે અને સ્નેહપૂર્ણ હૃદયે હિંદે પૈસા આપ્યા છે તેવા ભાવથી (અત્યારે થયેલા તિલક સ્વરાજ્ય ફાળા સિવાય) બીજા કારણુસર આપ્યા નથી. હરદ્વાર ગુરૂકુળના વિદ્યાર્થીઓએ બંધાતા પુલ ઉપર મજુરી કરીને જે પૈસા એકઠા કર્યા તે આ ફંડમાં આપી દીધા. શાંતિનિકેતનના વિદ્યાર્થીઓએ પણ એવીજ મહેનતથી પૈસા મેળવી તે ફંડમાં આપ્યા. પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓએ સંયમ પાળી પોતાના ખોરાકમાંથી પૈસા બચાવીને તે ફંડમાં ભર્યા. દેશભક્ત સુરેન્દ્રનાથ બેનરજી અને વિદુષી સરોજીની નાયડુ જેવાંએ આર્તનાદથી હિંદીઓના હૃદયને જાગૃત કર્યાં અને પ્રજાની એ ઘેરી ગર્જનાએ દયાળુ હૃદયના વાઇસરોયને જાગૃત કર્યો. તેમણે મદ્રાસમાં કાંઇપણ સંકોચ સિવાય એકરાર કર્યો કે "૧૮૫૭ના બળવા પછી કોઈપણ કારણુસર હિંદમાં આવી અશાન્તિ ફેલાઇ નહોતી અને વડી સરકાર તે માટે યોગ્ય ઉપાય લે નહિ તો તે અશાન્તિથી જે પરિણામ નીપજે તેનો જોખમદાર હું નથી."

દ. આફ્રિકાનું દુઃખ જોઈ માત્ર હિંદી પ્રજાનેજ લાગણી થઇ હતી એમ નહિ પણ સહૃદય અંગ્રેજોને પણ તેથી ઘણું લાગી આવતું. દિલ્હીની જંગી સભામાં એક અંગ્રેજ પાદરીએ પોતાના જીવનની સારી કમાણી સરખા ત્રણુસો પૌન્ડ એકઠા કર્યા હતા તે આપી દીધા. પછીથી જાણ્યું કે તે પાદરી બીજા નહિ પણ પોતાનું સર્વસ્વ આપવા તૈયાર થયેલા અને મહા તકલીફો વેઠી આ બધી દુઃખદ ઘટના જોવાને જાતે દ. આફ્રિકામાં પધા-

રેલ! સાધુચરિત્ર મી. સી. એફ. એન્ડ્રુસ હતા. આમ પાંચ હજાર માઇલ ઉપર જે ઘટના થઈ રહી હતી તેનો પડઘો હિંદમાં પડયો તેનું શું કારણ? તે કોણે કર્યું? ત્યાંના લોકોની સ્થિતિ સમજાવવાને આવનાર તેમનો વકીલ મી. પોલાક પણ જેલમાં જઇ પડયો, પોતાના પતિ જેલમાં ગયા, જેથી તેમની ફરજ પોતે બજાવવી જોઇએ એવી સમજણથી મી. પોલાકની જગ્યા મીસીસ પોલાકે લીધી. અને ત્યાંથી હિંદ તરફ રવાના થયાં. પણ "એક અંગ્રેજ લલના તેમાં વળી મીસીસ પોલાક જેવી સહૃદય અને બાહોશ સ્ત્રી હિંદમાં આવી દ. આફ્રિકાના હિંદીઓની હિમાયત કરશે તો જરૂર હિંદમાં અશાન્તિ બહુ ફેલાશે અને કદાપિ તે પાછળથી અસાધ્ય નીવડે" તેવા દીર્ઘદર્શી વિચારથી સ્વ. ગોખલેએ મીસીસ પોલાકને મોમ્બાસાથી પાછાં વાળ્યાં! આવી રીતે એકાએક હિંદના ત્રીસ કરોડ વતનીઓનાં હૃદયમાં ખળભળાટ કરાવનાર કોણ? મહાત્મા ગાંધીજીનું શરીર નહિ પણ તેમનો સબળ આત્મા! હિંદબાળકોના આત્મા એવા સબળ હો!

પ્રસંગ ૨૩ મો:—

## વિલાયતમાં સત્યાગ્રહને પોડે

હિંદમાં મહાત્મા ગાંધીજીએ લશ્કર ભરતીનું કાર્ય હાથમાં લીધું તે પહેલાં જે પત્રિકા છપાવેલી તે એટલી તો સંપૂર્ણ છે કે તેના ખુલાસામાં વધુ લખવાની કે બોલવાની જરૂર રહેતી નથી. સ્વદેશપ્રેમી હિંદીના મનમાં થતા દરેક પ્રશ્નોના ખુલાસા તેમાં આપેલા છે. તેમાંનું દરેક વાક્ય ભારે અર્થવાળું છે તેમ વિચારપૂર્વક વાંચનારને જણાઇ આવશે. છતાં તે પત્રિકા વાંચનારના હૃદયમાંથી પણ અમુક વિચાર તો નથીજ જતો એવું એ

ઘણાઓની સાથે વાત કરતાં અનુભવ્યું છે. તે વિચાર એવો છે, કે ' મહાત્માજીનું હૃદય ઉદાર છે, ભદ્રાળુ છે અને તેથી પોતે ઘણી વાતો સ્વીકારી લે છે. પણ જે હિંદીઓ-સ્વદેશપ્રેમી યુવાનો સેવા અર્થે લશ્કરમાં જોડાશે તેઓનું સ્વમાન અંગ્રેજ અમલદારો જાળવશે નહિ. તેઓનું હડહડતું અપમાન થશે, તેઓની સાથે ઉદ્ધતાઈથી વર્તશે, અંગ્રેજ લશ્કરની પાયરીમાં તેમને મૂકશે નહિ. અને અંતે જે હિંદી યુવાનો સામ્રાજ્યના રક્ષણ ખાતર અને હિંદના માનની ખાતર પોતાનું લોહી રેડવા રણભૂમિ ઉપર ગયા હશે તેઓ નિરૂત્સાહી થશે." આવી શંકા ઘણાઓ કરે છે. મને લાગે છે કે તે શંકા તદન ગેરવાજબી અને અસંભવિત છે એવું માનવાની પણ જરૂર નથી. આપણને ઘણી વખત એવા અનુભવ થયા છે. છેલ્લો અનુભવ એવો તો સચોટ છે કે દરેક હિંદીના હૃદયપર કોતરાઇ રહ્યો છે. નામદાર લોર્ડ વિલીંગડને આપણા નેતાઓને મુંબઇની યુદ્ધપરિષદમાં હાજર રહેવા આમંત્રણ આપ્યું. સામ્રાજ્યને મદદ કરવાની શુદ્ધ દાનત હૃદયે રાખી બધા આગેવાનો પરિષદ્‌માં હાજર થયા, છતાં નામદાર ગવર્નર સાહેબે તેમને જાહેર રીતે અપમાન આપ્યું! એ હકીકત હિંદીઓના હૃદમાંથી કેમે કરી ન ભૂંસાય તેવી છે. આવા કમનશીબ બનાવોથી હિંદી યુવાનોની ઉદાર વૃત્તિનો સંકોચ થાય એ સ્વાભાવિક છે. એ સંકુચિત વૃત્તિને આધારે ઉપલી શંકા થયા કરે છે, તેનો ખુલાસો કરવો એ ઠીક છે એવું સમજી કેટલીક હકીકત વાચક બંધુઓની સમક્ષ મૂકવા હિંમત કરૂં છું.

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતનું સમાધાન થયા બાદ ત્યાંનું કાર્ય સમેટીને ગાંધીજીએ હિંદુસ્તાન આવવાનો વિચાર કર્યો. સ્વ. ગોખલે સાહેબ તેમને હિંદમાં લાવવાને ઘણી ઉતાવળ કરતા હતા. તેવામાં સ્વ. ગોખલે સાહેબની તબીયત બગડવાથી

હવાફેર માટે તેઓ ઇંગ્લાંડ જવા ઉપડયા. તેઓ સાહેબનો ગાંધીજી તરફ જે ભાવ હતો તે ભાવ હિંદી પ્રજા નથી જાણી શકી. ભક્તરાજ ચંદ્રહાસને અચાનક સખાની પ્રાપ્તિ થઈ હતી તે વાત આપણે જાણીએ છીએ. તે ભક્તરાજની પોતાના સખા તરફના સ્નેહભાવની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. તે સખાભાવ આપણા આ બે નેતા વચ્ચે હતો. તે અપ્રતિમ બંધુભાવે સ્વ. ગોખલે સાહેબે ઇંગ્લાંડથી તાર કર્યો કે હિંદુસ્તાનમાં પગ મૂકયા પહેલાં મને અહીં મળવું. ગાંધીજી આ આજ્ઞાને અનાદર શી રીતે કરી શકે? છેવટે એવું ઠર્યું કે ઇંગ્લાંડ જવું, ચાર દિવસ રહેવું, અને ગુરૂજી પાસેથી મંત્રદિક્ષા લઇ હિંદ તરપ્ ઉપડવું. પણ ઇંગ્લાંડ પહોંચ્યા અને સ્ટીમર ડોવરની સામુદ્રધુનિમાં દાખલ થઇ કે સરકારે જર્મની સાથે લડાઇ જાહેર કરી છે. ઈંગ્લાંડમાં દાખલ થયા, ગાખલે સાહેબને મળ્યા અને હિંદુસ્તાન તરફ આવવાનું મુલતવી રહ્યું. ઈંગ્લાંડ ગયા પછી પોતાની ફરજ જણાઇ આવી. અંગ્રેજ સરકારને મદદ કરવી તે ચોક્કસ ઠર્યું, અને એમ્બ્યુલન્સકોર (ઘવાયેલાઓની સારવાર માટેની ટુકડી) ઉભી કરી. આવી રીતે ગાંધીજી સત્યાગ્રહી હોઈને મદદ શી રીતે આપી શકે તે પ્રશ્નના જવાબમાં મહાત્માજીએ ભાઇ પ્રાગજીભાઇ ઉપર જે પત્ર લખેલો તે "પટેલબન્ધુ"માં જાહેર થયો છે ( જુઓ પરિશિષ્ટ) એટલે તે વિષે વધુ લખવાનું રહેતું નથી.

લંડનમાં અને આજુબાજુ રહેતા વિદ્યાર્થીઓને આ ટુકડીમાં સામેલ થવાને આમંત્રણ અપાયું, અને એક અઠવાડીઆમાં ૧૫૦ વિદ્યાર્થી સ્વયંસેવક તરીકે જોડાઇ ગયા. આ ટુકડી ઉભી કરવાને જે કમિટી નીમાઇ હતી તેના પ્રમુખ ગાંધીજી હતા. તેમણે તૈયાર થયેલી ટુકડીને જોઇતી તાલીમ આપી લડાઇની જગા ઉપર મોકલી દેવાની સરકારની પરવાનગી મેળવી. આ

ટુકડીના સંબંધે બધી ગોઠવણ તે વખતના હિંદી પ્રધાન લોર્ડ ક્રુના હાથમાં હતી. ગાંધીજીના મનમાં શંકા ન હતી કે લોર્ડ ક્રુ કંઈપણ ભેદભાવથી કામ લેશે. પણ કમભાગ્યે લોર્ડ ક્રુને તે ભેદભાવજ સૂઝી આવ્યો. "રેડ ક્રાસ સોસાયટીનો" એવો નિયમ છે, કે "ઘવાયલાઓની સારવાર કરવા તૈયાર થયેલી ટુકડીઓના અમલદારો—તે ટુકડીને લશ્કરી તથા દાક્તરી તાલીમ આપનાર અમલદારો—પસંદ કરવામાં સરકારે દરમિયાનગીરી કરવી નહિ. પણ તે ટૂકડી ઉભી કરનાર કમિટી પોતાને પસંદ પડે તે અમલદારોની માગણી કરે અને સત્તાવાળાઓએ બનતી સગવડે તે અમલદારોને ત્યાં રોકવા." આ નિયમ નામદાર હિંદી પ્રધાને આ હિંદી ટૂકડીની બાબતમાં સાચવ્યો નહિ. છતાં જે અમલદારોએ આ ટૂકડી ઉભી કરવામાં ગાંધીજીને સારી મદદ કરી હતી તેઓને વગર પૂછયે નીમી દીધા. આમ કરવામાં ગાંધીજીને જણાયું કે હિંદી પ્રધાન હેતપૂર્વક ભેદભાવ રાખી હિંદીઓનું અપમાન કરે છે. તે નિમણુકના સંબંધમાં તેમણે નામદાર હિંદી પ્રધાનને કાગળ લખ્યો કે "અમને આપનો સરક્યુલર વાંચી દીલગીરી થઈ છે. એમ્બ્યુલન્સ કોરના બંધારણ મુજબ ટૂકડીના બન્ને અમલદારોની અમારી કમિટી તરફથી માગણી થવી જોઇએ. પરબારો હુકમ આપ મોકલી શકતા નથી. આ હકીકત કદાપિ આપના ધ્યાનમાં નહિ રહી હોય તેથી આવો હુકમ થયો હશે, તો મારી નમ્ર વિનતિ છે, કે આપ તે હુકમ પાછો ખેંચી લેશો. વળી જે અમલદારો આપના તરફથી નિમાયા છે તેમના વ્યક્તિત્વ વિષે મને જરાપણ વાંધો નથી. તેઓ મારા મિત્ર છે અને અમે પણ તેમનેજ પસંદ કરીએ છીએ પણ તે કમિટી તરફથી પસંદ થવા જોઇએ. આપ પરબારા મોકલી શકતા નથી." આવા ભાવાર્થનો કાગળ ગાંધીજીએ નામદાર હિંદી પ્રધાન લોર્ડ ક્રુને

લખી મોકલ્યો પણ તે નામદારે તેના ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ. અને નાના મોટા અંગ્રેજ અમલદારોએ જે રીતિએ હીંદી પ્રજા સાથે કામ કરેલું તેની ચાલતી આવેલી પ્રણાલિકા સ્વીકારી. જવાબમાં લોર્ડ ક્રયુએ જણાવ્યું કે "અમલદારોની નિમણુક કરવામાં કાંઇ ભેદભાવની વૃત્તિ રાખી નથી અને તમારે તે નિમણુકને એ અર્થમાં ગણવાની કાંઇ જરૂર નથી. આથી તે સરક્યુલર પાછો ખેંચી લેવાની કાંઈ જરૂર નથી." નામદાર હિંદી પ્રધાને જાણેલું કે આવા જવાબથી નભી જશે પણ ગાંધીજીની પાસે તે નભ્યું નહિ. તેઓએ ફરીથી લંબાણ અને સ્પષ્ટ કાગળ લખ્યો કેઃ—"આપના સરક્યુલરથી ટૂકડીમાં જોડાયલા સ્વયંસેવકોને અને અન્ય ગૃહસ્થોને પરેપૂરો અસંતોષ રહે છે. જયાં આગળ સરકારને માથું મારવાનો હક્ક નથી ત્યાં આગળ અમલદારી વાપરી વચ્ચે પડવું તે સર્વે હિંદીઓને અપમાનભર્યું લાગે છે. જે હિંદી યુવકો પોતાની માતૃભૂમિની કીર્તિ ખાતર આ ટૂકડીમાં જોડાયા છે, તેઓને આપના સરક્યુલરથી એમજ લાગ્યું છે કે આપનો સરક્યુલર મંજુર રાખવાથી ઉલટા તેઓ પોતાની માતૃભૂમિને અપકીર્તિ આપશે. આ સિદ્ધાંતની વાત છે અને તેથી આપના સરક્યુલરથી અમારી લાગણી દુઃખાઇ છે, માટે હું ફરીથી એકવાર આપ નામદારને નમ્રતાપૂર્વક વિનતિ કરું છું, કે આપ તે સરક્યુલર પાછો ખેંચી લેવા મહેરબાની કરશો." પણ તે નામદારને તેમ કરવું રૂચ્યું નહિ. તેમાં તેમનો પણ શો દોષ આપણે માનીએ? તે પ્રજામાંજ એવી ખાસીયત પડી ગઇ છે. આપણે આજ સુધી તેમની તેવી ખાસીયતને નમાલા થઇ ઉત્તેજન આપ્યું છે. ગાંધીજીના છેલ્લા કાગળનો જવાબ આપવાની નામદાર હિંદી પ્રધાનને કાંઇ જરૂર જણાઈ નહિ. એક અઠવાડીયું રાહ જોઇ, પણ પરિણામ કાંઇ જણાયું નહિ. આ વખતે ગાંધીજી સખ્ત માંદગીમાં હતા. પથારીમાંથી ઉઠાતું પણ નહોતું

અને મહા મહેનતે બોલાતું હતું. આવી સ્થિતિમાં પણ તેમણે એક ખાનગી પત્રમાં લખ્યું હતું તે શબ્દોમાં લખું તો તેઓ 'સત્યાગ્રહને ઘોડે' ચઢયા હતા! બધા યુવાન સ્વયંસેવકોને તેમણે બોલાવ્યા. આશરે દોઢસો સ્વયંસેવકો હતા. બધા હાજર થયા. તેમને અથથી ઇતિ સુધી બધી હકીકત જણાવી, અને પછી પુછયું કે "તમે બધા હિંદુસ્તાનના માનની ખાતર અહીં જોડાયા છો કે બીજી ઇચ્છાથી?" બધાઓએ એક અવાજે અને દ્રઢતાથી જવાબ આપ્યો કે "અમને હિંદની સેવા સિવાય બીજી ઇચ્છા નથી. હિંદની કીર્તિ વધે એજ અમારો હેતુ છે."—"તો પછી સરકારનો આવો સરકયુલર સ્વીકારવાથી હિંદમાતાને અપમાન આપ્યા બરોબર છે, એવું તમને ખાત્રીથી કહું છું. જેને સ્વમાન વહાલું છે તે આપખુદી હુકમ નહિ સ્વીકારે." "ત્યારે અમારે શું કરવું?" ગાંધીજીએ જવાબ આપ્યો કે-"મારી તો એવી સલાહ છે, કે નામદાર હિંદી પ્રધાન પોતાનો સરકયુલર પાછો ખેંચી ન લે ત્યાં સુધી તમારે તાલીમ લેવાને ન જવું. લશ્કરી તેમજ ડાકતરી બન્ને વર્ગનો બહિષ્કાર કરવો, અને અહીં આવીને બેસી જવું." સ્વયંસેવકોએ એમજ કર્યું. તાલીમના વર્ગોમાં દોઢસોમાંથી એક પણ સ્વયંસેવકે હાજરી ન આપી! શિક્ષણ આપનાર અમલદાર કલાક સુધી ખુરસી ઉપર તપ કરી પાછા જાય! આમ સાત દિવસ સુધી ચાલ્યું. અમલદારો આ હકીકત શરૂઆતથી જાણતા હતા કારણ કે તેઓ ગાંધીજી સાથે સારો સ્નેહ રાખતા હતા અને ત્યાં દરરોજ આવતા જતા હતા પણ તેઓ શું કરે? સદ્ભાગ્યે એવું બન્યું કે હિંદી નાયબ દિવાન મી. રોબર્ટસ ગાંધીજીના મિત્ર બની ગયા હતા. મી. અને મિસિસ રોબર્ટસ હરદમ તેમની પાસે જતાં, અને માંદગી વખતે તેમની સારવાર પણ કરતાં. તેમણે આ વાત જાણી. મી. રોબર્ટસે લોર્ડ ક્રયુને એ વાત કરી, વળી બીજી બાજુથી અમલદારોના રિપોર્ટ પણ આવેલા. લોર્ડ ક્રયુએ જાણી લીધું કે આનું પરિણામ ગંભીર

છે. વધારે ગંભીરતા ગાંધીજીને સારી રીતે ઓળખનાર મી. શેખર્ટેએ લોર્ડ ક્રયુને બતાવી. તે નામદાર થાક્યા અને અંતે કાગળ લખ્યો કે-હું ઘણો દીલગીર છું કે મારા સરક્યુલરનો આપે આવો અર્થ કર્યો. હિંદીઓને અપમાન આપવાની મારી જરા પણ ઇચ્છા નહોતી, છતાં આપ સર્વની લાગણી દુખાઇ છે તેથી હું ઘણો દીલગીર છું, અને તે સરક્યુલર પાછો ખેંચી લઉં છું. ઠીક થયું સત્યાગ્રહ પતી ગયો. સ્વયંસેવકોએ હાજરી આપવા માંડી. તેજ અમલદારોને ગાંધીજીએ કાયમ રાખ્યા અને સર્વને સંતોષ થયો.

ગાંધીજીની તબીયત સુધર્યા પછી પોતે પણ સ્વયંસેવકો સાથે લડાઇના સ્થળ ઉપર જવા તૈયાર થયા પણ સરકારી તબીબી અમલદારે તેમની તબીયત સારી નહિ હોવાને કારણે ત્યાં જવાની સલાહ ન આપી; જેથી થોડા દિવસ પછી પોતે હિંદુસ્તાન પધાર્યા.*

વંદેમાતરમ.

## પરિશિષ્ટ

## મેં લડાઇમાં ભાગ શા માટે લીધો?

( મહાત્મા ગાંધીજીનો વિલાયતથી પત્ર. )

કારતક વદ ૩
,, ૧૦-૧૧
,, ૧૨

ભાઇ પ્રાગજી.

તમારો કાગળ મળ્યો છે. તમને શંકા થાય છે એ સમજી શકું છું. મેં કોઇને પણ તમારા સવાલના જવાબ તો લખ્યા છે. છતાં પૂરી લખવા પ્રયત્ન કરૂં છું.

સત્યાગ્રહીથી લડાઇને સીધું કે આડતકરી રીતે ઉ-તેજન ન અપાય એ નિર્વિવાદિત વાત છે. તેવો શુદ્ધ સત્યાગ્રહી હું નથી. તેવો થવા પ્રયત્ન કરૂં છું. દરમિયાન જેટલે દરજ્જે પહોંચાય

* ઉપર પત્રવ્યવહાર રૂપે જે લખ્યું છે તે પત્રવ્યવહારનો ભાવાર્થ છે. ખાત્રી ભર્યુ સાંભળેલું લખ્યું છે, પણ અક્ષરશઃ નથી.

ત્યાં પહોંચવું જોઇએ. હું અહીં આવ્યો ને લડાઇ શરૂ થઇ. મારી ફરજ વિચારવામાં કેટલાક દિવસ ગાળ્યા. હું વિલાયતમાં મૂંગે મોઢે પડયો રહું તોપણ લડાઇમાં ભાગ લેવા જેવું જણાયું. આ ટાપુનું રક્ષણ જો કાફલો ન કરતો હોય તો માણસો ભૂખે મરે ને બધા જરમનના હાથમાં જાય એ તો દેખીતું જણાયું. એટલે હું તે કાફલાના રક્ષણની નીચે રહ્યો. તેથી મેં લડાઇને આડકતરી રીતે ઉત્તેજન આપ્યું. સત્યાગ્રહી તરીકે મારી ફરજ એ રહી કે મારે એવે સ્થળે પહોંચવું જોઇએ કે જયાં મને તેના રક્ષણની જરૂર ન હોય અને રક્ષિત ખોરાક વિના ચલાવું. એવી જગ્યા અહીંના પહાડો છે. ત્યાં કોઈનું રક્ષણ ગણાય નહિ. જરમન મને લઇ જાય તો ભલે. પહાડમાં જે ફળફળાદિ કે ઘાસ પાંતરાં ઉગે તેની ઉપર હું નિભાવ કરૂં. તે ખોરાકનું રક્ષણ કાફલો નથી કરતો. પણ આ દશાને સારૂ હું તૈયાર નથી. એમ કરવાની મારી હિંમત ન ચાલી. તે હિંમત લેવાને તો હું દેશ જાઉં છું. દેશમાં તેવા સંજોગો છે. અહીં નથી; ને અહીંઆ તેવા સંજોગો લાવનાર આત્મા મારા કરતાં લક્ષ ગણો પ્રબળ હોવો જોઇએ. ત્યારે મારી બીજી ફરજ શી? ગીતાજી શીખવે છે કે યજ્ઞ વિના અન્ન ખાનાર ચોર ગણાય. અહીં યજ્ઞ આ સમયે આપભોગનો હતો ને છે, ત્યારે મેં જોયું કે મારે પણ યજ્ઞ કરવો જોઇએ. હું પોતે ગોળી તો નજ ચલાવી શકું. પણ જખમીની સારવાર કરી શકું. તેમાં તો મને જરમનો પણ સારવારમાં મળે. હું એ કામ નિષ્પક્ષપાતે કરી શકું. તેમાં દયાભાવનો ભંગ ન થાય. તેથી મેં મારી નોકરી આપવા નિશ્ચય કર્યો. હવે હું તો ખાનગી માણુસ નથી, જાહેર માણુસ છું. મારે બીજાને પણ વાત કરવી જોઇએ. બીજા તો લડનારા છે. તેઓ લડાઇ કરવાની સામે નથી. તેવાઓની સાથે તો મારે વગર શરતી કાગળ લખવો જોઇએ તેથી વગર શરતી લખ્યો. પણ તેમાં તમે વાક્ય જોયું હશે કે "જે કામને સારૂ અમે યોગ્ય જોઇએ તે કામ વગર શરતે અમે કરશું.

હું લડાઇને સારૂ યોગ્ય નથી એમ બધા જાણે છે એટલે મારે સારૂ લડાઇનું કામ હોયજ નહિ. આ ખુલાસો વગર શરતનો. પણ મુખ્ય મુદ્દાની વાત મારાથી જખમીની સારવાર માટે જવાય કે નહિ એ છે. તેથી એ વાત મેં વધારે ખુલાસાથી સમજાવી છે. એ લેથી પણ તમે વખતે ન સમજો એમ બનવા જોગ છે. તો મને ફરી લખજો. અવકાશે જવાબ આપતો રહીશ. ધીમે ધીમે સમજાશે. મેં તો બહુ વિચારપૂર્વક પગલું ભર્યું છે. મને ત્યાં સવાલ પૂછવામાં આવતો ત્યારે હું કહેતો કે હવે મારાથી એમ્બ્યુલન્સ કામ પણ ન થાય. એ વાત હજુ પણ એમજ છે, એ તમે જોયું છે. મારાથી સરપ ન મરાય એવી એ વાત છે. પણ જ્યાં સુધી સરપની મને બાયલાપણે ધાસ્તી રહી છે ત્યાં સુધી મારૂં નહિ તો પકડીને છેટે મૂકી આવું ખરો. એ પણ હિંસા છે. ને છેટે મૂકવા જતાં જો તે જોર કરે તો સાણસામાં એટલો દબાવું કે તેને લોહી પણ નીકળે ને વખતે કચરાઇ મરણ પણ પામે. તોપણ સરપને મારાથી ન મરાય એ વાક્ય તો રહ્યુંજ છે ને રહેવું જોઇએ. જયાં સુધી મારામાં નિર્ભયતાનો ગુણ સર્વાંશે નથી આવ્યો ત્યાં સુધી મારાથી પૂરા સત્યાગ્રહી ન થવાય. એ નિર્ભયતા કેળવવા સારૂ અથાગ પ્રયત્નો કરૂં છું ને કરીશ. દરમિયાન તમે બધા મને ઉગારી લેજો ને મારી ભીરૂતા સહન કરજો. તમે બધા નિર્ભય થવા પ્રયત્નવાન રહેજો.

આ કાગળ તમે ત્યાં બધા વાંચજો ને ભાઇ મેઢને વાંચવા મોકલજો. પછી તે અથવા તેની નકલ ચિ૦ મગનલાલને મોકલજો કે જેથી તેને પણ કંઈક ખુલાસો મળે.

આ કાગળ ત્રણ કટકે લખ્યો છે એટલો ગુંથાએલો અહીં પણ રહું છું. ગયે અઠવાડીયે શરૂ કર્યો, પાછો કાલે હાથમાં લીધો ને આજે બારસના દિવસે પૂરો કર્યો છે.

બીજા ખબર બીજા કાગળો પરથી જોશો. ભાઇ સોરાબજી જખમીઓની સારવારમાં છે,

મોહનદાસના વંદેમાતરમ.

રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલયમાં મળતાં

# બીજાં પુસ્તકો.

**બાલપ્રાર્થના**—સુંદર સુંદર ૩૩ પ્રભુપ્રાર્થનાઓનો સંગ્રહ.
પૃ૦ ૬૪. કિં૦ ૦-૧-૩

**હૃદયમંથન**—દેશભક્તિ, સત્યાગ્રહ, સેવા અને ગોપજીવનને
લગતાં રા૦ કલ્યાણજી વિઠ્ઠલભાઇનાં કાવ્યો.
પૃ. ૭૦ કિં. ૦-૬-૦ કાર્ડબોર્ડનું પૂઠું ૦-૮-૦
કપડાનું પૂઠું ૦-૧૨-૦

**રામચરિતામૃત**—(૧૦૦૦ લીટીમાં રામાયણ) સાહિત્ય પરિષદનું
પહેલા નંબરનું ઇનામી કાવ્ય. પૃ. ૯૨
કિં. ૦-૬-૦

**કારાવાસની કહાણી**:-લેખક શ્રીયુત અરવિંદ ઘોષ. પ્રકાશક—રા૦
ઈંદુલાલ યાજ્ઞિક. કિં. ૦-૧૦-૦.

**રાષ્ટ્રગીત**:—સંગ્રાહક રા૦ ઈંદુલાલ યાજ્ઞિક (બીજી આવૃત્તિ)
કિં. ૦-૧૦-૦.

ટપાલ ખર્ચ જુદું.

રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય,
સ્વદેશી વસ્તુ ભંડારને મેડે,
સુરત.

# રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલયનાં પુસ્તકો.

**સ્વરાજ્યકીર્તન**—(પાંચમી આવૃત્તિ) પૃ૦ ૪૮ કિં૦ ૦–૨–૦.

**પૂર્વ અને પશ્ચિમ**—જોન ચાઇના મેનના પત્રો. મહાત્મા ગાંધીજીએ કરાવેલું ભાષાંતર. પૃ૦ ૫૬ ૦–૪–૦

**મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો**—( બીજી આવૃત્તિ ) પૃ૦ ૮૦ કિં૦ ૦–૪–૦

**બાલવાડી**—ભાગ ૧લો. ( રાષ્ટ્રીય શાળાનાં બાલવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો માટે કવિતાનો સંગ્રહ) પૃ૦ ૩૨ કિં. ૦–૧–૩

**બાલવાડી**—ભાગ ૨ જો (ધોરણ બીજા અને ત્રીજા માટે) પૃ૦ ૪૮ કિં. ૦–૨–૦

**બાલવાડી**—ભાગ ૩ જો (ધોરણ ૪ થા અને પાંચમા તથા ધોરણ પહેલા અને બીજા માટે) પૃ૦ ૬૪ કિં. ૦–

**મહાત્માજીનો મુકદમો ( છપાય છે )**

ટપાલ ખર્ચ દરેકનું જુદું.

**રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય,**
**સ્વદેશી વસ્તુ ભંડારને મેડે–સુરત.**